પ્રકાશન નં. ૧૪૨

اَلَآ اِنَّ اَوْلِیَآءَ اللّٰہِ لَا خَوْفٌ عَلَیْہِمْ وَلَا ھُمْ یَحْزَنُوْنَ ۝

سن لو! جو اللہ کے دوست ہیں ان کو نہ کچھ خوف ہوگا اور نہ وہ غمناک ہوں گے۔

# મહાન અવલિયા

: અર્થાત :

## ઉમ્મતના જ્યોતિર્ધરો

- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી અજમેરી (રહ.)
- હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)
- હઝરત ફરીદુદ્દીન મસ્ઉદ ગંજશકર અજોધની (રહ.)



✦ કર્તા ✦

ઈબ્રાહીમ 'અનવર'

પ્રકાશન નં. ૧૪૨

أَلَا إِنَّ أَوْلِيَاءَ اللَّهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ

سن لو! جو اللہ کے دوست ہیں ان کو نہ کچھ خوف ہوگا اور نہ وہ غمناک ہوں گے۔

# મહાન અવલિયા

: અર્થાત :

## ઉમ્મતના જ્યોતિર્ધરો

- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી અજમેરી (રહ.)
- હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)
- હઝરત ફરીદુદ્દીન મસઉદ ગંજશકર અજોધની (રહ.)

✦ કર્તા ✦

ઈબ્રાહીમ 'અનવર'



★ પ્રકાશન વિભાગ ★

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

કિતાબનું નામ : મહાન અવલિયા

કર્તા : ઈબ્રાહીમ 'અનવર'

પ્રકાશન નં. : ૧૪૨

આવૃત્તિ : ચોથી

પ્રત : ૨૦૦૦

પ્રકાશન વર્ષ: ૧૪૩૦ / ૨૦૦૯

મૂલ્ય :

*પ્રકાશક :*

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)



نَحْمَدُهٗ وَنُصَلِّیْ عَلٰی رَسُوْلِهِ الْكَرِیْمِ

# પ્રસ્તાવના

ઈસ્લામનો ઈતિહાસ જોતાં જણાય છે, કે આકાએ નામદાર મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને સહાબએ કિરામ (રદિ.) પછી અવલિયાએ કિરામે માનવ જાતની ઘણી સેવા બજાવી છે. ઈશ્કે ઈલાહીમાં તરબોળ રહી, પોતાનામાં ઈન્સાનિયતને દીપાવતા સદ્‌ગુણો વિકસાવી તેમણે 'જનસેવા એ ખુદા સેવા'ની ઉકિત સાચી ઠરાવી લોકોને સન્માર્ગે દોર્યા, તેમનાં દુઃખ-દર્દ પિછાણ્યા અને માનવતા જીવંત કરી.

અવળે માર્ગે ચડેલાઓને સીધે માર્ગે દોરવાપાત્ર અને જનસમુહ માટે અનુસરણપાત્ર તો તે જ થઈ શકે છે, જે પોતે સીધે માર્ગે હોય, જે પોતે સદ્‌ગુણી હોય અને જેનામાં ઈન્સાનિયતને શોભાવતાં તે લક્ષણો હોય જેને જોઈ અન્યો પણ તેનું અનુસરણ કરવા મથે, બલ્કે અનુસરીને પોતાને પણ સાચા ઈન્સાન બનાવે અને પોતે સાચા ઈન્સાન બની

પોતાના સર્જન હેતુ મુજબ સર્જકની બંદગીમાં વળગે, જેથી તે પોતાના પરવરદિગારની કૃપા પામે.

આજે માનવીએ પોતાના જીવનમાં અનેક ક્ષેત્રે અનેક રીતે વિકાસ સાધ્યો છે. ભૌતિક ક્ષેત્રે તેણે ઘણી ઘણી નજર લંબાવી છે. શારીરિક ક્ષેત્રે તે નસેનસનો ભોમિયો બનવા લાગ્યો છે. કદાચ આ પહેલાં માનવજાતિથી કદિ નહિ સધાયો હોય એવો ભૌતિક વિકાસ અર્વાચીન માનવે સાધ્યો છે, પણ શું એ વિકાસ માનવ જીવન માટે પૂરતો છે ? એ પ્રગતિ તેને સાચો માનવી બનાવી શકે ખરી ? બીજાનાં દુઃખ–દર્દ જાણનારો, લોકો સાથે ભલાઈ અને ઉદારતાથી વર્તનારો અને માથેથી પગ સુધી સદગુણોના પૂતળા સમો માનવી આજની ભૌતિક પ્રગતિ જન્માવી શકી છે ? જન્માવી શકે છે ?

અનુભવે તો એમ બતાવી દીધું છે, કે ના, માત્ર જડવાદી પ્રગતિ આદમની ઔલાદને સાચો આદમી બનાવી શકી નથી, બનાવી શકતી પણ નથી. ગુનાહોની નિતનવી રીતો, સંહાર, દગા–ફટકા અને અધઃપતનની વ્યાપકતાને તેમ એક બીજા પ્રત્યેની કડવાશને, દુશ્મનાવટને એ ભૌતિક વિકાસ રોકી શકયો નથી. માનવ જીવનનાં એ લાંછનોને તો નૈતિક વિકાસ દૂર કરી શકે છે. નૈતિક વિકાસ, અખ્લાકી પ્રગતિ આદમીને સાચો આદમી બનાવી શકે છે. નૈતિક ઉચ્ચતા માનવ જીવનમાં ઘણું અગત્યનું અને મોંઘું સ્થાન

ધરાવે છે. માણસની વ્યક્તિગત જિંદગીમાં તેની નૈતિક રીતિનીતિ બહુ અસરકર્તા છે. વળી સમાજના એક અંગ તરીકે તેની એ રીતિનીતિ–ચાલઢાલ સમાજ ઉપર પણ ગાઢ અસર કરે છે, અખ્લાકી તાકત ને નૈતિક બળ ધરાવતી પ્રજાનો બનેલો સમાજ બેશક, શાંતિમય અને પ્રગતિશીલ જીવનનો માલિક હોય છે. એ પ્રજા પોતાનું સાચું ઘડતર કરી શકે છે. ચારિત્ર્ય ઘડતર પયગંબરોના હેતુઓમાંનો એક મુખ્ય હેતુ છે; જેમ કે જગતના સર્વશ્રેષ્ઠ સદ્‌ગુણી અને ચારિત્ર્યશીલ ઈન્સાન, રસૂલે ખુદા (સલ.)નું કથન છે; "હું અલ્લાહ તઆલા તરફથી એટલા માટે મોકલવામાં આવ્યો છું, કે સારા અખ્લાકનું શિક્ષણ આપું અને તેને શ્રેષ્ઠતાને દરજ્જે પહોંચાડી આપું." વળી અલ્લાહના નબી (સલ.)એ અખ્લાકી શ્રેષ્ઠતા ધરાવનાર શખ્સને ઘણું મહત્વ આપ્યું છે. આપે ફરમાવ્યું છે; "તમારામાં સર્વોત્તમ લોકો તે જ છે; જેમના અખ્લાક સૌથી સારા હોય!" પણ સારા અખ્લાક, નીતિમતા પ્રાપ્ત કરવાનું કામ કપરું છે અને કોઈ માણસને તેની ખરાબ લત છોડાવી સીધા અને ઈન્સાનિયતભર્યા માર્ગે વાળવો એ વળી વધુ કપરું છે. માનવી ચોક્કસ અખ્લાકી ધોરણ અનુસાર ન ચાલે તો તેનું જીવન વેરવિખેર અને ફસાદભર્યું થઈ જાય છે. એટલે જ માનવીએ અખ્લાકી સુધારણાના ઢાળમાં જીવન ઢાળીને, પોતાનામાં રહેલા વિવિધ ગુણો અને વિશેષતાઓને કામમાં લઈને અને પોતાની નિરનિરાળી કુશળતાઓને

ઉપયોગીને નિજના લાભ કાજે જ જીવનને ચારિત્ર્યરૂપ સાંકળથી જકડી રાખવું જરૂરી છે. સારા અખ્લાકભર્યું જીવન ખુદાપાકને બહુ પસંદ છે, કેમ કે ઉત્તમ અખ્લાક; નમ્રતા, સહનશીલતા, ઉદારતા, દયાભાવના અને દાનવૃત્તિ ખુદાઇ ગુણોનું પ્રતિબિંબ છે. એ ગુણો ગ્રહીને માનવી પોતાના સર્જકને ઓળખી શકે છે, ઓળખે છે અને જે વસ્તુ સર્જકને પ્યારી છે, તે તમામ સૃષ્ટિ માટે ગર્વપાત્ર છે; સઘળી સૃષ્ટિ તેના પર ગર્વ કરી શકે છે, કરે છે.

અવલિયાએ કિરામે એ અખ્લાકી સુધારણા અને નૈતિક પ્રગતિને પોતાના જીવન–ઉદ્દેશોમાંનો એક મુખ્ય ઉદ્દેશ ઠરાવ્યો. પોતે ઉચ્ચ અખ્લાકી સપાટી પર ચીવટાઇપુર્વક કાયમ રહી લોકોને પણ તે તરફ બોલાવ્યા. પોતે સદાચારિતા અને નીતિમતાના નમૂના જનતા સમક્ષ અમલી રૂપે પેશ કર્યા; જેને લઇ લોકોએ તેમને અનુકરણપાત્ર ગણ્યા. તેમણે માત્ર પોતાની અખ્લાકી સુધારણાથી સંતોષ ન માન્યો પણ પ્રજાની, લોકોની, નાતજાતના ભેદ વિના તમામ કોમની; અખ્લાકી અને નૈતિક સુધારણાને જીવન–ધ્યેય ઠરાવ્યો. નબવી યુગ પછી અખ્લાકી સુધારણાનું કામ સૌથી વધુ પ્રમાણમાં જો કોઇએ બજાવ્યું હોય તો તે અવ્લિયાએ કિરામે જ બજાવ્યું. આ રીતે તેઓ નબીઓના વારસદાર ઠર્યા !

માનવ જીવનનું એક મુખ્ય પાસું પરવરદિગારની મુહબ્બત છે. પરવરદિગારની મુહબ્બતમાં માનવી જેટલી લીનતા ગ્રહે એટલી ઓછી છે. કેમ કે ઇન્સાન પર સૌથી વધુ ઉપકારો ખુદાપાકના જ છે ! વળી માનવીને તેની યાદ અને તેની મુહબ્બત અર્થે જ પેદા કરાયો છે. હુઝૂર રસૂલુલ્લાહ (સલ.) ફરમાવે છે; "હે અલ્લાહ ! તું તારી મુહબ્બતને મારી દૃષ્ટિમાં મારા જીવથી, મારાં બાળ બચ્ચાં અને ઠંડા પાણીથી ય વધુ વહાલી બનાવ." કદાચ એ દૃષ્ટિબિંદુથી જ હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી (રહ.) ફરમાવે છે; "જો ખુદાપાક દૃષ્ટિ આપે તો (આશિક) દરેક જગાએ હક વિના કાંઇ ન જૂએ !" વળી ફરમાવ્યું; "જો ખુદાપાકની મુહબ્બતમાં આલોક અને પરલોક (બેઉ જગત) કુરબાન કરી આપવામાં આવે તોય ઓછા છે." શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.) એક સ્થળે ફરમાવે છે; "માનવીની પેદાઇશનું અગત્યનું કારણ અને તેના જન્મનો મોટો હેતુ રબ્બુલ આલમીનની મુહબ્બત છે."

બેશક, અવલિયા અલ્લાહે પોતાની જિંદગી અલ્લાહની મુહબ્બતમાં કુરબાન કરી દીધી. તેમને મન અલ્લાહની મુહબ્બત એ જ જીવન રહસ્ય છે. ખુદાપાકની મુહબ્બતથી ખાલી હૃદયને તેઓ મરેલું હૃદય કહે છે. જે નજરોમાં અલ્લાહનો ઇશ્ક વસ્યો નથી તે નજરોને તેઓ આંધળી નજરો કહે છે. હઝરત ખ્વાજા અજમેરી (રહ.) ફરમાવે

છે; "વલી ઈશ્કે ઈલાહીમાં ખોવાય જાય છે. તે ઉઠતાં, બેસતાં, સૂતાં, જાગતાં તેની કુદરતે કામિલહમાં લીન અને ઓતપ્રોત રહે છે !" તેઓ અલ્લાહના ઈશ્કમાં જ જીવે છે. તેમનું ખાવું, પીવું, ઉઠવું, બેસવું, બોલવું, ચાલવું, બધું જ ખુદાપાકની ઈચ્છા અને તેની ખુશી અનુસાર હોય છે. તેઓ અલ્લાહની મુહબ્બત ગ્રહીને પોતાના જીવનને એક ખાસ ઢાળમાં ઢાળી લે છે; તે કુર્આની આદેશ અનુસાર કે; "બેશક, મારી નમાઝ અને મારી કુર્બાની, મારું જીવન અને મારું મોત; સઘળું સકળ સૃષ્ટિના પરવરદિગાર અલ્લાહ માટે છે !"

એ કુર્આની આદેશ મુજબનો માનવી પોતાનાં સઘળાં કાર્યો પોતાના સર્જકની ઈચ્છા અનુસાર, તેની ખુશી મુજબ અને તેને કાજે જ કરે છે. પોતાની મરજીને અને પોતાની લાગણીઓને કાબૂમાં લઈ તેના પર અલ્લાહના ફરમાનને અલ્લાહ શ્રેષ્ઠતા આપે છે. પરિણામે "ખુદા ખાતર જ જીવન" એ એનું જીવનસૂત્ર બની જાય છે. એને જીવનસૂત્ર બનાવ્યા પછી, એને અમલીરૂપ આપ્યા પછી એ માણસના દષ્ટિબિંદુમાં મોટો ફરક પડી જાય છે. તે જીવે છે; પણ તેનો જીવન ઉદેશ ખુદાની મુહબ્બત અને ખુદાની ઈબાદત છે. તે ખાય છે, પીએ છે, પણ તે ખુદાની મુહબ્બત અને ઈબાદત કરવા માટે જ ! આનો અર્થ એ નથી થતો કે ખાય પીને બસ, અલ્લાહની યાદ માટે એક ખૂણો પકડી લે છે,

સંસાર–જગતથી અળગો થઇ જાય છે. ના, દુનિયાના બધા કામો કરે છે, શાદી કરે છે, સંસાર માંડે છે, વેપાર–નોકરી કરે છે, સૌ સાથે હળી મળીને રહે છે. બધું ય કરે છે, પણ તે દુનિયવી કામોમાં ઓતપ્રોત થઇ જતો નથી, તેમાં ખોવાય જતો નથી. એ કામોને ખુદાની મુહબ્બત અને તેની ઈબાદત ઉપર શ્રેષ્ઠતા આપતો નથી. પોતાના અસ્તિત્ત્વને, પોતાને પેદા કરવાના હેતુને તે વીસરી જતો નથી. અલ્લાહની નેઅમતોથી તે બરાબર લાભ ઉઠાવે છે; પણ જગતના માલ–દોલત કે સંસાર સુખમાં તે પોતાના માલિકે હકીકીને ભૂલી જતો નથી. આ રીતે પોતાની તમામ ઈચ્છા સહિત ખુદાપાકને આધીન થવાથી તેના જીવન હેતુમાં ભારે પરિવર્તન આવી જાય છે. તેનું પ્રત્યેક કાર્ય એક ઉચ્ચ હેતુસર અમલમાં આવે છે.

અવલિયાએ કિરામે આ રીતે 'હક ખાતર જીવન' એ સૂત્ર અપનાવ્યું અને તેના પર ચીવટાઇપૂર્વક વળગી રહયા. તેમણે પોતાની તમામ મનેચ્છાઓ ત્યાગી. મનેચ્છાઓના ત્યાગ વિષે શૈખ અબ્દુલ્લાહ ખફીફ (રહ.)નો એક બનાવ અહીં વર્ણવવો અસ્થાને નથી. એક વાર શૈખ અબ્દુલ્લાહ ખફીફને કોઇ જગ્યાએ જમવાને આમંત્રણ મળ્યું. આપ ત્યાં ગયા. જમવા બેઠા ત્યારે આપે જોયું કે તરેહ તરેહનાં પકવાનો પીરસાયા છે. આપની સામે બદામનો હલ્વો હતો. આપે તેનો એક કકડો ઉઠાવીને

મોંમાં મૂકયો. સારો લાગ્યો એટલે બીજો કકડો ય ખાધો. બીજો કકડો ખાધા પછી વિચાર આવ્યો, કે એ કકડો ખુદા ખાતર નથી ખાધો. મનને પસંદ પડયો એટલે ખાધો. (મનની ઈચ્છા અનુસાર ખાધો. એવો ઈરાદો નહોતો કર્યો કે અલ્લાહની ઈબાદત ખાતર શકિત મેળવવા ખાઉં.) હજી હલ્વાનો તે બીજો કકડો મોંમાં જ હતો અને આ વિચાર આવતાં શૈખ સાહેબે પોતાની જીભ ચાવી નાખી. જીભ ચવાયાથી લોહી નીકળવા લાગ્યું. અકીદતમંદો હેરાન–પરેશાન થયા. કારણ પૂછયું ત્યારે શૈખ સાહેબે ફરમાવ્યું; "મેં પહેલાં હલ્વાનો એક ટુકડો ખાધો, બહુ સ્વાદિષ્ટ હતો; એટલે બીજીવાર ખાધો. પછી વિચાર આવ્યો કે આ ખુદા વાસ્તે નથી ખાધો; મઝા ખાતર ખાધો, જેથી નફસને સજા આપવા જીભ ચાવી નાખી !"

અલ્લાહના વલીઓ આ રીતે મોજમજા ખાતર કે ઉમર પૂરી કરવા ખાતર નહિ; પણ અલ્લાહની મુહબ્બત અને ઈબાદત ખાતર જીવન જીવે છે, સઘળા માનવીઓને પણ તેમનો એ જ બોધ છે, એ જ ઉપદેશ છે.

અલ્લાહની મુહબ્બત દિલમાં પેદા કરવાથી માણસના જીવનમાં ઘણા ફેરફાર થાય છે; તે માત્ર એક અલ્લાહને જ પોતાનો રબ માને છે, વહદાનિયત પર તેનું અટલ ઈમાન હોય છે, અલ્લાહ વિના સઘળી વસ્તુને તે તનું સર્જન ગણે છે; એટલે તેની દષ્ટિમાં પોતાના પાલનહાર વિષેની

કેન્દ્રિતા આવી જાય છે; તે ગમે તેને કે ગમે તેટલાને પોતાના અન્નદાતા, પાલક કે સર્જક માનતો નથી; પણ માત્ર એક અલ્લાહને જ માને છે; પરિણામે શિર્ક (અનેકેશ્વરવાદ) કે જે સૌથી મોટો માનવ–ગુનાહ છે, તેનાથી બચી જાય છે. અલ્લાહની સાચી મુહબ્બત પોતાના મનમાં પેદા કરનાર શખ્સ હરપળે અલ્લાહની યાદથી પોતાનું મન પ્રફુલ્લિત રાખે છે. તેની આંખો આગળથી એક એવો પડદો હટી જાય છે, જેને લઈ તે ગુનાહ કરતાં, અવળે માર્ગે ફંટાતાં અટકે છે. તે એમ સમજતો અને માનતો થઈ જાય છે, કે ખરેખર, અલ્લાહ બધે હાજર છે. મારાં કર્મો નિહાળે છે, મને બુરાભલાં આચરણ કરતાં તે જોઈ રહ્યો છે. એટલે અલ્લાહ સાથેની મુહબ્બત અને તેની નારાઝગી વહોરવાની બીક માણસને ગુનાહ કરતા અટકાવે છે. જેમ કે શૈખ અલી હિજ્જૌરી (રહ.) ફરમાવે છે; "જયારે માનવી એમ વિશ્વાસપુર્વક માને કે ખુદાપાક તેને જોઈ રહ્યો છે, તો તે કદી એવું કામ નહિ કરે જેને લઈ કયામતના દિને ખુદા સમક્ષ તેને શરમિંદા થવું પડે!" જ્યારે એવું વિચારપુર્વક સમજવામાં આવે કે પરવરદિગાર વ્યાપક જ છે; તે દરેક કામને જોઈ રહ્યો છે. દરેક બોલને સાંભળી રહ્યો છે; ત્યારે જીવન અલ્લાહની તાબેદારીનું જે રૂપ ધારણ કરે છે તે બેશક, વલીનું અંશતઃરૂપ છે. જીવનમાં એવા વિશ્વાસને પરિણામે મોટું પરિવર્તન આવે છે; સદગુણોના ભંડાર સમું, અલ્લાહની મુહબ્બતના અમાપ દરિયા સમું અને

દુનિયાના લોભ–લાલચ ને મનેચ્છાથી મુક્ત એવું નિઃસ્પૃહ જીવન તે હોય છે. એવું જીવન ધરાવનાર માનવીની દૃષ્ટિમાં પછી તો અલ્લાહ જ અલ્લાહ છે ! અલ્લાહની મુહબ્બત એ જ તેની મહામૂલી મૂડી છે; તેની દૃષ્ટિમાં અહીંની કોઈ મોટાઈ, કોઈ ઈઝઝત, કોઈ હોદો કે કોઈ દોલત ઘર કરી શકતાં નથી. તેને મન હીરો ને પથ્થર, કંચન ને કંકર સરખાં છે. તેને લોભ–લાલચથી ચળાવી શકાતો નથી, કેમ કે લોભ–લાલચમાં ફસાવનાર જાહેરી સાધનો તેને મન તુચ્છ છે; તે એ સાધનોનો ત્યાગી છે. તે અલ્લાહ પર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે; તેણે પોતાનું તમામ જીવન અલ્લાહને હવાલે કરી દીધું હોય છે, રોજી–રોટીની તેને ચિંતા હોતી નથી. તેને આ કુર્આની વાયદા પર પૂરું યકીન હોય છે; "જે પરહેઝગારી ગ્રહણ કરે છે તેને માટે અલ્લાહપાક માર્ગ કાઢે છે અને એવી જગાએથી તેને રોજી પહોંચાડે છે જેનો કોઈને ખ્યાલ સુદ્ધાં નથી હોતો, જે અલ્લાહ પર તવક્કુલ (ભરોસો) કરે છે તેને માટે અલ્લાહ બસ છે !"

અવલિયાએ કિરામે આ રીતે જ દુનિયાનાં માલ–દોલત, રૂપરંગ, ઓહદાદરજાને ત્યાગી અલ્લાહની મુહબ્બતને પોતાની મહામૂલી મૂડી ગણી. એ જ કારણ હતું કે ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ શયખુલ ઈસ્લામ તરીકેના રાજ્યના ઓહદાને ન સ્વીકાર્યો. બાબા ફરીદ

(રહ.)એ સુલ્તાન નાસિરુદ્દીનનું ગામોની ભેટનું ફરમાન પાછું કાઢયું. ખ્વાજા અજમેરી (રહ.) જાહેરી પ્રશસ્તિથી એટલા દૂર રહેતા કે સફર દરમિયાન કોઇ ગામે જવાનું થતું તો તે ગામના કોઈ મોભાદાર માણસને ત્યાં કે કોઇ અન્ય શખ્સને ત્યાં ઉતરવાને બદલે કબ્રસ્તાનમાં જ મુકામ કરતા ! આનાથી દુનિયા પ્રત્યેની તેમની નિઃસ્પૃહતા તેમ દુનિયાની ફનાગીરી સમજી શકાય છે.

આશિકને જેમ માશૂક પ્રત્યે મુહબ્બત હોય છે; તેમ તેની બનાવેલી વસ્તુઓ પ્રત્યે ય પ્રેમ હોય છે, લાગણી હોય છે. એ પ્રેમ–એ લાગણી પણ માશૂકની ખુશી અને તેની કૃપાદષ્ટિ માટે કારણભુત બને છે. અલ્લાહપાક જેમ પોતાની મુહબ્બતને જ જીવન–ઉદેશ તરીકે અપનાવવા ફરમાવે છે; તેમ તેની મખ્લૂક; તમામ માનવીઓ, જાનવરો અને પક્ષીઓ, કિટકો પ્રત્યેય પ્રેમ, સદ્‌ભાવના ને લાગણી જતાવવા પ્રેરે છે. અલ્લાહની મુહબ્બતમાં ઓતપ્રોત થયેલો શખ્સ, અલ્લાહની મખ્લૂકથી ય પ્રેમ રાખે છે, લાગણી રાખે છે. એ પ્રેમ અને લાગણી એને મખ્લૂકની સેવા કરવા પ્રેરે છે. મખ્લૂક પ્રત્યેની લાગણી ઈમાનના અલ્લાહની મુહબ્બતના ઉત્તમ ગુણોમાંનો એક ગુણ છે. મૌલાના અબુલ કલામ આઝાદ તર્જુમાનુલ કુર્આનમાં લખે છે; અલ્લાહની મુહબ્બતનો માર્ગ તેના બંદાઓ પ્રત્યેની મુહબ્બતમાં થઈને જાય છે. જે માનવી એમ ઈચ્છતો હોય

કે અલ્લાહથી મુહબ્બત કરે તેણે અલ્લાહના બંદાઓથી મુહબ્બત કરતાં શીખવું જોઈએ !'' મુઅમિનના, અલ્લાહ પર ઈમાન રાખનારના, તેની મુહબ્બતનો દમ ભરનારના ગુણો વિષે અલ્લાહપાક ફરમાવે છે; ''.... અને અલ્લાહની મુહબ્બતમાં તેઓ ગરીબો, યતીમો અને કેદીઓને ખવડાવે છે, અને (કહે છે) અમારું આ ખવડાવવું માત્ર અલ્લાહ ખાતર જ છે, એ સિવાય બીજા કોઇ ઉદ્દેશસર નથી. ન તો અમે તમારાથી કાંઇ બદલો ઇચ્છીએ છીએ, ન તો આભારભર્યા શબ્દો !'' (સૂરએ દહર)

આકાએ નામદાર (સલ.)ની મુબારક જિંદગી લોકસેવા કાજે હતી. આપે મોહતાજોને મદદ કરી, દીન–દુઃખિયાનાં દુઃખ દૂર કર્યાં. અશક્તોની વહાર કરી, યતીમો અને વિધવાઓની સહાય કરી. આપ (સલ.)એ જીવનભર માનવજાત માટે અવિરત જંહેમત ઉઠાવી; વળી, પોતાના અનુયાયીઓને પણ માનવજાતની સેવા કરવાનો ઉપદેશ આપ્યો. આપના મુબારક બોધવચનો અને ઉપદેશોમાં અસંખ્ય સ્થળે જનસેવા પર ભાર મૂકાયો છે. જેમ કે એક હદીસમાં હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, કે રસૂલે અકરમ (સલ.)એ ફરમાવ્યું; ''કિયામતના દિવસે ખુદાપાક એક શખ્સને કહેશે; ''અય આદમની ઔલાદ ! હું માંદો થઇ ગયો હતો; પણ તેં મારી ખબર ન લીધી.'' તે શખ્સ નવાઇ પામીને કહેશે; ''અરે ! એમ શી રીતે બની

શકે છે; આપ તો રબ્બુલ આલમીન છો !'' ખુદાપાક ફરમાવશે; ''શું તને ખબર નો'તી કે મારો ફલાણો બંદો જે તારી નજીક રહેતો હતો તે માંદો થઇ ગયો હતો, પણ તેં તેની ખબર ન લીધી. ખરી રીતે જો તું તેની ખબર લેવા જાત તો મને તેની પાસે પામત ! (એટલે કે તેની સેવા કરીને તું મને પામી શકતો હતો. તેની સેવા કરવી એ મારી સેવા કરવા સમાન હતું.) એ રીતે ખુદાપાક ફરમાવશે; ''અય આદમની ઓલાદ ! મેં તારી કને ખાવા માંગ્યું હતું; પણ તેં મને ન ખવડાવ્યું.'' તે શખ્સ અરજ કરશે; ''અરે ! એ શી રીતે બની શકે છે, કે આપને કોઇ વસ્તુની જરૂર હોય !'' ખુદાપાક ફરમાવશે; ''શું તને યાદ નથી કે મારો ફલાણો બંદો ભૂખ્યો હતો, તેણે તારી કને ખાવા માંગ્યું; પણ તેં ના પાડી હતી. જો તું તેને ખવડાવત તો તું મને તેની પાસે પામત !'' (મુસ્લિમ શરીફ)

અલ્લાહ ! અલ્લાહ ! કેટલી ઉપકારક તાલીમ છે અને જનસેવા માટે કેટલી સ્પષ્ટ તાકીદ છે ! સૂફિયાએ કિરામે એ તાલીમ અનુસાર અલ્લાહની મુહબ્બતને જનસેવા દ્વારા અમલી રૂપ આપ્યું. તેમના જીવનની પળો લોકસેવા માટે વકફ હતી. અમીર–ગરીબના કે નાતજાતના ભેદભાવ વિના તેઓ જનસેવા કરતા, માનવમાત્રના દુઃખદર્દનું નિવારણ કરવા તત્પર રહેતા. હઝરત ખ્વાજા અજમેરી (રહ.) એક ગરીબ ખેડૂતની માત્ર થોડીક જમીન જે સત્તાવાળાઓએ

ઝૂંટવી લીધી હતી તે છોડાવવા સારુ, ખેડૂતને ન્યાય અપાવવા સારુ જાતે અજમેરથી દિલ્હી ગયા ! બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)નો દરવાજો અડધી રાત સુધી લોકો માટે ઉઘાડો રહેતો. આપ હરપળે તેમની ખિદમત માટે આતુર રહેતા. હઝરત નિઝામુદ્દીન અવલિયા (રહ.)ને લોકોનાં દુ:ખદર્દો અને લાગણીઓનો કેટલો બધો ખ્યાલ રહેતો હતો તે માત્ર આ એક બનાવ પરથી જોઇ શકાશે. એક વેળા આપની પવિત્ર સેવામાં ઘણા લોકો આવ્યા. બધાને બેસવા માટે છાંયડાવાળી જગા ન મળી શકી અને કેટલાક લોકોને તડકે બેસવું પડયું, ઉનાળાના દિવસો હતા. તાપ સખત પડતો હતો. લોકોને તડકે બેઠેલા જોઈને આપ બેચેન બની ગયા, અને ફરમાવવા લાગ્યા; "ભાઈઓ ! જરા પાસે પાસે બેસો; જેથી તડકે બેઠેલાઓ પણ છાંયડામાં આવી શકે. કેમ કે તડકે તો તેઓ બેઠા છે; પણ બળતરા–તાપ મને લાગે છે !" લોકો પ્રત્યેની લાગણીનો કેવો ઉમદા નમૂનો છે ! સુફિયાએ કિરામનાં મંતવ્ય મુજબ અલ્લાહની મુહબ્બત, નૈતિક ઉચ્ચતા અને લોકસેવાના ફળરૂપ આત્મિક શ્રેષ્ઠતા અને બલંદી પ્રાપ્ત થાય છે. અલ્લાહપાક પોતાની નિકટતા અર્પે છે; પોતાની અસીમ નેઅમતોથી નવાઝે છે; એવી નેઅમતો જે દરેકને મળી શકતી નથી. એ રીતે તેઓ સંપૂર્ણતાની ટોચે પહોંચે છે. જેમની હસ્તી બદલ આખી કાયનાત્ત ગર્વ કરી શકે છે; કરે છે, જેમનાં અખૂટ ફૈઝ અને બરકતથી જનતા

અમર્યાદિત લાભ પામી શકે છે; પામે છે: તેવા આપણી માતૃભૂમિ–હિંદુસ્તાનની ધરતી પર થઇ ગયેલા મહાન અવલિયાએ કિરામે પણ લોકોને ઇન્સાનિયતનો બોધ આપી, મનેચ્છાઓથી રોકી, નાપાક અને નીચ આચાર-વિચારના ખાડામાંથી કાઢી; ઉચ્ચ અખ્લાક અને શ્રેષ્ઠ ચારિત્ર્ય તરફ દોર્યા છે. ખરેખર, અંબિયાએ કિરામનું એ કાર્ય નબીઓના વારસદાર એવા આપણા એ મહાન જ્યોતિર્ધરોએ બજાવ્યું, અને શાંતિભરી રીતે લોકકલ્યાણ પાછળ વિચાર, વર્તન અને વાણી દ્વારા પોતાની શકિતઓ ખર્ચી. આજે જ્યારે કે માનવતાને જીવંત કરવાની સખત જરૂરત છે, સમાજમાં અનેક બદીઓ ઘર કરી બેઠી છે, લોકો ઉચ્ચ અખ્લાક અને નૈતિકબળ ગુમાવી રહયા છે; માનવી દિવસે દિવસે અધ:પતન તરફ ઘસડાય રહયો છે; ત્યારે એ મહાન બુઝુર્ગોનાં જીવન ચરિત્રો આપણને ઘણું ઘણું માર્ગદર્શન આપે છે; તેમનાથી આપણે ઘણું ઘણું શીખી શકીએ.

આ પુસ્તિકામાં ખુદાના મકબૂલ અને તેની કૃપાદૃષ્ટિ પામેલા ચિશ્તિયા સિલસિલાના મહાન બુઝુર્ગોનાં વૃત્તાંતો મેં એ ઢબે આલેખવાની કોશિશ કરી છે, કે તેમના જીવનનો, તેમની પ્રવૃત્તિઓનો ખરો સાર અને ગુઢાર્થ સમજી શકાય; તેમના તંદુરસ્ત અને અનુકરણીય વિચારો. તેમની અમાપ આત્મિક શક્તિ અને અખૂટ આત્મશ્રદ્ધા.

તેમની અનુપમ પ્રતિભા અને હૃદયની અગાધ વિશાળતાની કાંઈક ઝાંખી થઈ જાય !

મારા જેવા કમ ઈલ્મવાળા અને તસવ્વુફક્ષેત્રથી અજાણ્યા માટે સૂફિયાએ કિરામની તવારીખનું સંપાદન અલબત્ત, કપરું કાર્ય છે. વળી આ કલમમાં શી પાત્રતા છે, કે એ મહાન બુઝુર્ગોના ગુણો વર્ણવવા બેસે અને આ મોંની શી લાયકાત છે, કે એ શ્રેષ્ઠતમ દુરવેશો વિષે કંઈક વર્ણવે ? ખરેખર;

**હઝાર બાર બિશોયમ દહન ઝે મુશ્કો ગુલાબ;**
**હનૂઝ નામે તૂ ગુફ્તન કમાલ બે અદબીસ્ત !**

– છતાં એ મહાન હસ્તીઓ પ્રત્યેની ઊંડી અકીદતમંદીએ અને આજની જરૂરિયાત જોતાં એમનાં આદર્શ જીવન વૃત્તાંતો જનતા સામે રજૂ કરવાના સુભાને મને આ પુસ્તક લખવા પ્રેર્યો છે. મને વિશ્વાસ છે, કે ઉમ્મતના એ મહાન જ્યોતિર્ધરોની સાબિતકદમી, જનકલ્યાણ અર્થે તેમની નિઃસ્વાર્થ સેવાઓ, તેમનું નૈતિક બળ, તેમજ ચારિત્ર્ય ઘડતર તથા વ્યક્તિત્વના વિકાસ માટે આદર્શ એવા તેમના જીવનપ્રસંગો આ પુસ્તક દ્વારા ગુજરાતી વાચકો સમક્ષ ઓછેવત્તે અંશે પ્રકાશમાં આવશે.

આ પુસ્તક રચવા માટે મેં ઈતિહાસ અને જીવન–ચારિત્ર્યનાં અનેક પુસ્તકો અને પુરાતન ગ્રંથોની મદદ

લીધી છે. જે જે પુસ્તકો અને ગ્રંથોમાંથી વિગતો ભેગી કરાઈ છે, તે એટલા વિવિધ અને સંખ્યાબંધ છે, કે પુસ્તકને દરેક પાને, ભેગી કરાયેલી વિગતોના હવાલા આપવા શક્ય નહોતા; જેથી પુસ્તકની શરૂઆતનાં તેમાંના કેટલાંક પુસ્તકો અને ગ્રંથોની યાદી આપી છે. આ પુસ્તકમાં જે બુઝુર્ગોનાં વૃત્તાંતો આપવામાં આવ્યા છે; તેમના જીવનની સારવાર (chronological) માહિતી મળી શકતી નથી. એટલે તેમના જીવનના બનાવોને સમયક્રમ મુજબ ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે.

સરળ ગુજરાતી ભાષામાં આ પુસ્તક લખવાનો ઘણા સમયથી મારો ઈરાદો હતો. અલ્લાહપાકના અગણિત શુક્ર છે, કે આજે એ ઈરાદાને અમલીરૂપ આપી શક્યો છું. અલબત્ત, કેટલાંક અનિવાર્ય સંજોગોને લઈ અમુક જીવનવૃત્તાંતો તેમ પ્રકરણો ઓછા કરવા પડયા છે; અને અનિચ્છા છતાં પુસ્તકનું કદ કંઈક નાનું કરવું પડયું છે; છતાં જે કદમાં પુસ્તક પ્રગટ થાય છે એથી મને સંતોષ છે, ને અલ્લાહનો શુક્ર.

આપણે, આપણા મહાન રૂહાની પૂર્વજોના જીવન–કથનથી પરિચિત થઈ, આપણા પાપો બદલ અલ્લાહ રહમાનથી ક્ષમા યાચીએ અને એ મહા બુઝુર્ગોના આચરણ અને આદેશ અનુસાર ચાલવાની કોશિશ કરીએ કે અલ્લાહના વલીઓ તો અલ્લાહનું લશ્કર છે ને તેમની

વાતો યાદ કરવાથી અલ્લાહ તઆલાની રહમત ઉતરે છે. આપણે હકતઆલાની રહમત અને તેની કૃપાની આશા રાખીએ. આમીન.

પાક પરવરદિગારથી આ નાચીઝ, ગુનેહગાર આશાવંત છે કે, તે પોતાની અપાર રહમત અને મહેરથી, પોતાના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના વસીલાથી અને પોતાના મકબૂલ બંદાઓ, વલીઓ ને દુરવેશો રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના સદકામાં મુજ પાપીને અને મારાં મા–બાપ તથા સઘળી ઉમ્મતને ક્ષમા આપશે. આ જગતમાં અને તે જગતમાં સફળતા દેશે અને મારી આ નમ્ર કોશિશને મકબૂલિયત અતા ફરમાવશે. આમીન !

શાહભાઈ ફળિયું, કંથારીઆ (ભરૂચ)
માર્ચ, ૧૯૫૬

ન્યાઝમંદ
**ઇબ્રાહીમ 'અનવર'**

## ચોથી આવૃત્તિના પ્રકાશન પ્રસંગે

'મહાન અવલિયા'નો પહેલો ભાગ પુસ્તકરૂપે ચોથી વાર પ્રગટ થઈ રહ્યો છે એ બદલ અલ્લાહ રહમાનનો શુક્રગુઝાર છું. વળી, ડૉન ગુજરાતી દૈનિકે આ પુસ્તકને પોતાની શુક્રવારની આવૃત્તિમાં હપ્તાવાર છાપ્યું હતું. આવા સુંદર આવકાર પાછળ મારી કશી ખૂબી કારણભૂત નથી. ખ્વાજા બુઝુર્ગ માટેની લોકચાહના અને આપના રૂહાની ફૈઝનું એ પરિણામ છે, ને અલ્લાહના વલીઓ–સંતો પ્રત્યે બહુજન સમાજનાં દિલોમાં રહેલી મુહબ્બત. મહાજ્ઞાની હઝરત શાહ બિન શુજાઅ કિરમાની (રહ.) કહે છે, 'જેણે અલ્લાહના વલીઓ પ્રત્યે પ્રેમ રાખ્યો તેણે અલ્લાહ પ્રત્યે પ્રેમ રાખ્યો ને અલ્લાહના વલીઓએ એની સાથે મુહબ્બત રાખી તો (જાણે) અલ્લાહે ય એની સાથે મુહબ્બત રાખી.'

તો વલીઓ–સુફીઓનો મારગ અલ્લાહનો મારગ છે. અલ્લાહમય બનવાનો મારગ છે. એ મારગ કંઈ શરઅથી આડો ફંટાતો નથી. સૂફીઓ દીનની હિકમતો પામતા હોય છે અને કુર્આને અઝીઝમાં છે,–'જેને હિકમત મળી એને જાણે કલ્યાણનો ખજાનો મળ્યો.' જેઓ શરીઅતે મુહંમદીને ન ગણકારે તેઓ સાચા સૂફી હોય ખરા ? સૂફીઓના અગ્રણી

અબુલ કાસિમ જુનેદ રહમતુલ્લાહિ અલૈહ (મૃત્યુ : ૨૯૭ હિ.) કહેતા; 'અમારી આ તસવ્વુફની વિદ્યા અલ્લાહની કિતાબ અને માનવંત નબી (સલ.)ની સુન્નતથી જ તો સંકળાયેલી–ઘેરાયેલી છે. જેણે કુર્આન અને હદીસના હુકમો સમજ્યા કે પચાવ્યા નથી, તસવ્વુફમાં એનું અનુસરણ ન થાય.' અબૂ અલી રૂઝબારી પણ હઝરત જુનેદ (રહ.)નું આ કથન વર્ણવે છે કે, અમારો આ (તસવ્વુફનો) પંથ મૂળભૂત રીતે કુર્આન અને હદીસ સાથે જ સંકલિત છે.'

મશહુર મહાસંત હઝરત ગવસુલ આ'ઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની રહમતુલ્લાહિ અલૈહ (વફાત : ૫૯૧ હિ.) લખે છે; 'સૈયિદના હુઝૂર મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિવાય આપણા કોઈ નબી નથી કે તેમનું અનુસરણ કરીએ. કુર્આન જેવી અન્ય કોઈ કિતાબ નથી કે એના પર અમલ કરીએ. તો આ બંનેના વર્તુળમાંથી બહાર ડગ ન મૂકતા, નહિતર બરબાદ થઈ જશો. શયતાન અને મનેચ્છાઓ તમને ગુમરાહ કરી દેશે. સલામતી તો કિતાબ અને સુન્નતમાં છે.'

અબુલ કાસિમ ઈબ્રાહીમ બિન મુહમ્મદ નસરઆબાદી (રહ.)એ તસવ્વુફની કેટલીક મૂળભૂત વાતો વર્ણવી છે, તેમાં ખાસ કરીને કિતાબ અને સુન્નતની પાબંદી, મનેચ્છાઓ અને બિદઅતોનો ત્યાગ અને મશાયખના

એહતિમામ પર ખાસ ભાર મૂક્યો છે.

શાહ વલીયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) પોતાની કૃતિ ઇઝાલતુલ ખિફામાં લખે છે; 'એહસાન અને યકીનનો ઇલ્મ' આજકાલ 'તસવ્વુફ'ના નામે જાણીતો છે..... તસવ્વુફનું મૂળ શરઅની પરિભાષામાં એહસાન છે.

(ભાગ : ૨, પેજ :૧૪૨)

આથી સ્પષ્ટ થયું કે તસવ્વુફનું શરઇ નામ 'એહસાન' છે અને એ નામ પાછળનું રહસ્ય એક જાણીતી હદીસમાં છે. હઝરત જિબ્રઇલ અલયહિસ્સલામે એકવાર હુઝૂર રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફૈઝવંત મજલિસમાં પધારીને કેટલાંક પ્રશ્નો પૂછેલા ને અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એના સુંદર જવાબ આપેલાં એ વેળા હઝરત જિબ્રઇલ (અલૈ.)એ એવી અરજ કરી હતી કે યા રસૂલલ્લાહ ! (સલ.) મને એહસાન વિશે ય માર્ગદર્શન આપો. હુઝુર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'એહસાન એ છે કે તમે અલ્લાહ તઆલાની ઇબાદત એવી રીતે કરો જાણે તે તમને જોઇ રહેલ છે અને જો તમે તેને નથી દેખતા તો ખચીત, તે તો તમને દેખી જ રહેલ છે.'

સાર એ કે એહસાન અને યકીનનો ઇલ્મ કહો, તકવાનો મારગ કહો કે નફસની પાકીઝગીનો તરીકો એ બધા

તસવ્વુફના પર્યાય છે કે જેનો પાયો કિતાબ અને સુન્નત પર રોપાયેલો છે, ને આપણે એને ઈસ્લામી તસવ્વુફ કહીએ છીએ. તો તસવ્વુફ એવી વિદ્યા છે જેનાથી નફસની પાકી, અખ્લાકની સફાઇ અને ઝાહિર તથા બાતિનની આબાદી તેમ શોભાની આપણને જાણકારી મળે છે. એનો મૂળ હેતુ આખિરતનું કાયમી સદ્‌ભાગ્ય મેળવવાનો છે.

હઝરત મઅરૂફ કરખી (રહ.) કહેતા, 'માણસ હકીકતોને અપનાવે અને મખ્લૂક પાસે જે કાંઇ છે એની કશી આશા–અપેક્ષા ન રાખે એ તસવ્વુફ છે.' આના વિવરણમાં હઝરત ઝકરિય્યા અન્સારી (રહ.) લખે છે, 'જેને અલ્લાહપાકની મઅરિફત મળી હોય ને તે જાણી–સમજી લે કે અલ્લાહપાક સિવાય નથી કોઇ લાભ પહોંચાડનાર કે નથી કોઈ નુકસાન કરનાર, નફા–નુકસાન ને દેણગી તો બસ, તેના જ કુદરતભર્યા હાથમાં છે તો એવો માણસ અલ્લાહ તઆલાની નઝદીકી મળે એવા અમલો જ અપનાવશે, ને લોકોની પાસે જે કાંઇ છે તેના પર એની નજર ન હશે. તેનો ભરોસો તો બસ, અલ્લાહપાક પર હશે. પેલા વજીરની જેમ ! એક બાદશાહના વજીરને અલ્લાહ તઆલાએ તવફીક દીધી ને તે બાદશાહના દરબારથી અળગો થઇ ગયો. બાદશાહે તેને પકડી મંગાવ્યો ને ધમકીભર્યા અવાજે કહ્યું, 'શું તું મારાથી ભાગવા માંગે છે ? ભાગીને ક્યાં જઇશ ?'

વજીર બોલ્યો, 'બાદશાહ સલામત ! મને તો આપનાથી ય ઉત્તમ એવો શહેનશાહ મળી ગયો !' રાજાનો ગુસ્સો વધ્યો; 'મારાથી વળી મોટો કયો રાજા છે ?'

વજીરે વિનમ્રતાથી ઉત્તર દીધો; 'એ બાદશાહ તો આપના કરતાં બધી રીતે સારો છે. તે મને ખવડાવે–પીવડાવે છે, પણ તેને ખાવાપીવાની જરૂર નથી. તમારી હાલત તો એવી છે કે જ્યાં સુધી તમને ખવડાવવામાં ન આવે, મારે ખાવા વારો ન આવે. તે તો તમારા કરતાં અતિ ઉત્તમ બાદશાહ છે જે મને સૂવડાવે છે પણ પોતે સૂતો–ઊંઘતો નથી. તેને કદાપિ ઊંઘ નથી આવતી. તમારે ત્યાં તો એવી નોકરી કે તમે સૂઇ ન જાવ ત્યાં સુધી મારે સૂવા વારો ન આવે, હું સૂઇ ન શકું. એ બાદશાહ તો તમારાથી કેવો સારો કે મારી ગમે એટલી ભૂલો–ખતાઓ હોય માફ કરી દે છે. તમે તો નાનકડી ભૂલ બદલ પણ પકડધકડ કરો છો. કેવો મહાન બાદશાહ કે હું તેની ખિદમતમાં લાગ્યો તો જાણે સઘળી દુનિયા મારી ખિદમત કરવા લાગી ! જ્યારે તમારે ત્યાં તો તમારા દરબારીઓ ને કુટુંબીજનોની ય મારે ખિદમત કરવી પડતી કે ક્યાંક તમારી પાસે ચાડી કરીને મને તકલીફ ન પહોંચાડે !

બાદશાહ સમજી ગયો. બોલ્યો; વજીરજી ! તમે સાચું કહ્યું, 'બેશક; તે મારાથી બેહતર છે. બસ, તેનો ઉંબર ન છોડતા. વળી તેની તાબેદારીની તવફીક બદલ તેનો શુક્

પણ કરતા રહેજો !'

હઝરત જુનૈદ બગદાદી રહમતુલ્લાહિ અલૈહ ફરમાવતા, 'ઉત્તમ અખ્લાકથી પોતાને શણગારનાર ખરો સૂફી છે. તમારામાં જે કોઈ સૌથી વધુ સદગુણી છે તે દિલની સફાઈ અને તસવ્વુફમાં ય તમારાથી આગળ છે.'

આ પુસ્તકમાં વર્ણવાયેલા અલ્લાહના માનવંત વલીઓ સૂફીઓની જીવનરેખાઓમાં ઉપરોક્ત બાબતો સુંદર રીતે ઉપસાવવા પ્રયત્ન કર્યો છે. આપણી દુનિયા અને આખિરતની સફળતા માટે એ ઉપયોગી કૃતિ સબબરૂપ બની રહો એવી દિલી દુઆ.

કલમ કુટીર — કમતરીન

**કંથારીયા, ભરૂચ** — **ઇબ્રાહીમ 'અનવર'**

(૧૨ રબી. અવ્વલ ૧૩૧૧ હિ. ૨–૧૦–૧૯૯૦ ઈ.)

# સંદર્ભગ્રંથો

| ક્રમ | પુસ્તક | લેખક |
| --- | --- | --- |
| ૧. | અનીસુલ અરવાહ | હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) |
| ૨. | દલીલુલ આરિફીન | હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) |
| ૩. | ફવાઈદુસ્સાલિકીન | હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) |
| ૪. | રાહતુલ કુલૂબ | હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) |
| ૫. | ફવાઈદુલ ફુવાદ | હઝરત અમીર અલાઅ હસન સંજરી (રહ.) [હિજરી સન ૭૦૭ માં લખાયેલ] |
| ૬. | સિયરુલ આરિફીન | મૌલાના જમાલી (રહ.) [શાહ હુમાયૂના સમયમાં લખાયેલ] |
| ૭. | સિયરુલ અકતાબ | મૌલાના અલ હદિયહ (રહ.) [શાહ શાહજહાંના સમયમાં લખાયેલ] |
| ૮. | સિયરુલ અવલિયા | સૈયિદ મુબારક અલ્વી [હિજરી સન ૮૦૦ માં લખાયેલ] |
| ૯. | તારીખુલ અવલિયા | સૈયિદ ઈમામુદ્દીન અહમદ [હિજરી સન ૧૨૯૧ માં લખાયેલ] |

| ક્રમ | પુસ્તક | લેખક |
|---|---|---|
| ૧૦. | મુઈનુલ આરિફીન | જનાબ મુહંમદ ખાદિમ હસન ઝુબૈરી અજમેરી. |
| ૧૧. | તારીખે ફરિશ્તા ભા. ૨ | જનાબ મુહંમદ કાસિમ 'ફરિશ્તા' [હિ.સ. ૧૦૧૫ માં લખાયેલ] |
| ૧૨. | તારીખે મશાઈખે ચિશ્ત | જનાબ ખલીક અહમદ નિઝામી, પ્રોફે. અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી |
| ૧૩. | બઝમે સૂફિયા | સૈયિદ સબાહુદ્દીન એમ. એ. |
| ૧૪. | ખઝીનતુલ અસ્ફિયા | જનાબ ગુલામ સરવર [હિ.સ. ૧૨૭૦ માં લખાયેલ] |

## ❑ અનુક્રમણિકા ❑

بسم الله الرحمن الرحيم

# મહાન અવલિયા

## હઝરત ખ્વાજા મુઇનુદ્દીન હસન ચિશ્તી અજમેરી (રહ.)

આજથી લગભગ આઠસો વર્ષ પહેલાં જયારે કે આપણા દેશમાં ગણ્યા ગાંઠયા મુસલમાનો સિવાય કલિમએ હકનો દમ ભરનાર કોઇ નહોતું, અને આ વિશાળ દેશ તૌહીદ–પરસ્તોથી લગભગ ખાલી અને ઈસ્લામના નૂરથી વંચિત હતો, ત્યારે મધ્ય એશિયામાંથી અહીં આવીને જે મહાપુરૂષે દીને મુહંમદીનો વ્યાપક પ્રચાર–પ્રસાર કર્યો, અને પોતાની રૂહાની તાકત, સદાચાર અને નૈતિકબળને પ્રતાપે ઈસ્લામની સદાકતથી આ દેશવાસીઓને પરિચિત કરી એમને ઈસ્લામના આશિક અને આકાએ નામદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફિદાઈ બનાવ્યા તે મહાન વલી હઝરત ખ્વાજા મુઇનુદ્દીન હસન ચિશ્તી અજમેરી રહમતુલ્લાહિ અલૈહ છે.

આ એક હકીકત છે, કે હિંદુસ્તાનમાં ઈસ્લામ ફેલાવવાનું કામ અહીંના કે બહારના કોઈ પણ મુસ્લિમ રાજયકર્તાએ બજાવ્યું નથી. એમ તો મુહંમદ બિન કાસિમથી લઈને આંજ સુધીમાં સેંકડો મુસ્લિમ બાદશાહો થયા, પણ તેમાંથી કોઈએ ય તબ્લીગનું કામ હાથ ધર્યું નથી. પ્રત્યેક શાહના વહીવટી ખાતાઓમાં તબ્લીગના ખાતાનો અભાવ એ જ એ બાબતની ચોખ્ખી દલીલ છે. બેશક, ઈસ્લામ ફેલાવવાનું અને દીને મુહંમદીથી હિંદીજનોને પાવન કરવાનું કામ તો નાનકડી ઝૂંપડીમાં રહી, લૂખું પાખું ખાઈ, અલ્લાહની યાદમાં જીવન બસર કરનાર અવલિયાએ કિરામે જ બજાવ્યું છે.

એ અવલિયાએ કિરામમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી (રહ.)નું નામ સૌથી મોખરે છે. આપે આજથી સાડી સાત સો વર્ષ પૂર્વે જમીન માર્ગે હિંદુસ્તાન આવી અજમેરને પોતાનું રહેઠાણ બનાવી તબ્લીગી પ્રવૃત્તિ આરંભી. આપની તબ્લીગી પ્રવૃત્તિ અને ફૈઝને પરિણામે દેશને ખૂણે ખૂણે કલિમએ હકનો અવાજ પહોંચ્યો. એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી કે આજે હિંદુસ્તાનમા* દસ કરોડ ઉપરાંતની જે મુસ્લિમ વસ્તી છે, તે આપના જ રૂહાની ફૈઝનું પરિણામ છે. વળી,

*સંયુક્ત હિંદનો ઉલ્લેખ છે.

અલ્લાહના ફઝલથી અને એવા બુઝુર્ગોંની કોશિશથી અહીં, દરેક યુગમાં ઈસ્લામ પ્રતિભાવંત અને પ્રભાવશીલ રહ્યો છે. તેની ઉચ્ચ તાલીમ કોઈનાથી પ્રભાવિત થઈ નથી, કે ઝાંખી પડી નથી.

એવા મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી (રહ.)ના નામ મુબારકથી આજે હિંદની જનતા વ્યાપક રીતે પરિચિત છે અને નાતજાતના ભેદભાવ વિના 'ખ્વાજા ગરીબ નવાઝ'ના માનનીય ઉપનામથી આપને ઘણી અકીદતમંદ સહિત સંભારે છે.

## હઝરત ખ્વાજા ગરીબ નવાઝનું પ્રાથમિક જીવન

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી અજમેરી (રહ.)નો જન્મ હિજરી સન ૫૩૦ માં મધ્યએશિયાના સજિસ્તાનમાં આવેલા સજઝ* મુકામે થયો હતો. આપના પિતાજીનું નામ સૈયિદ ગ્યાસુદ્દીન (રહ.) હતું. તે ઘણા પરહેઝગાર અને અલ્લાહવાળા બુઝુર્ગ હતા. તેમની ગણના પોતાના સમયના ખાસ આલિમોમાં થતી હતી. હઝરત

* સામાન્ય રીતે આપની જન્મભૂમિનું આ નામ 'સંજર' તરીકે પ્રચલિત છે, પરંતુ કેટલાક ઈતિહાસકારોએ 'સજઝ' લખ્યું છે, મારા સંશોધન મુજબ એ જ બરાબર છે.

ખ્વાજા ગરીબ નવાઝને તેમણે પ્રાથમિક શિક્ષણ અપાવ્યું અને સારી રીતે ઉછેર્યા.

ખ્વાજા સાહેબ જયારે ૧૫ વરસના થયા ત્યારે આપના પિતાજી ઈરાકમાં ગુજરી ગયા. આપનાં અમ્માં સાહેબાનું નામ બીબી માહનૂર હતું. આપને બે સગા ભાઈઓ પણ હતા. ચિશ્તી સિલસિલાના સાલાર ખ્વાજા અબૂ ઈસ્હાક શામી, ચિશ્ત ગામના વતની હતા એટલે તેમના સિલસિલાનું નામ ચિશ્તીયા સિલસિલો પડયું. હઝરત શેખ અબૂ ઈસ્હાકથી સાતમી પેઢીએ હઝરત ખ્વાજા ગરીબ નવાઝનો તરીકતનો સિલસિલો મળી જતો હોવાથી આપને પણ ચિશ્તી કહેવામાં આવે છે. ખ્વાજા સાહેબના માનનીય પૂર્વજોનો સિલસિલો હઝરત અલી મુરતજા (રદિ.) સુધી પહોંચે છે. જેમ કે, ખ્વાજા મુઈનુદ્દીન બિન ખ્વાજા ગ્યાસુદ્દીન તાહિર બિન સૈયિદ અબ્દુલ અઝીઝ બિન ખ્વાજા નજમુદ્દીન બિન સૈયિદ ઈબ્રાહીમ બિન સૈયિદ ઈદ્‌રીસ બિન સૈયિદ ઈમામ મૂસા કાઝિમ બિન ઈમામ જઅફર સાદિક બિન ઈમામ મુહંમદ બાકિર બિન ઈમામ ઝયનુલ આબિદીન બિન હઝરત ઈમામ હુસૈન (રદિ.) બિન હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝને પિતા તરફથી વારસામાં એક બાગ મળ્યો હતો. આપ તેની સારી રીતે સંભાળ રાખતા અને તેની આવકમાંથી ઘરખર્ચ ચલાવતા. ખ્વાજા

સાહેબને નાનપણથી જ અલ્લાહની લગની હતી. બાગમાં બેઠાં બેઠાં આપ અલ્લાહની યાદ કર્યા કરતા અને નમાઝ તથા વિર્દ–વઝીફામાં મશગૂલ રહેતા. દુરવેશો અને અલ્લાહવાળાઓ પ્રત્યે આપને બચપણથી જ મમતા અને મુહબ્બત હતી. એક વેળા આપના બાગમાં હઝરત ઈબ્રાહીમ કલંદર નામે એક બુઝુર્ગ આવ્યા. આપ તેમને માન સહિત બેસાડી આગતા સ્વાગતા કરવા લાગ્યા અને બગીચામાંથી દ્રાક્ષની થોડીક લૂમ તોડી લાવીને તેમની સેવામાં મૂકી. હઝરત ઈબ્રાહીમ કલંદરે તે દ્રાક્ષ ખાધી નહિ પણ પોતાની ઝોળીમાંથી તલનો થોડોક ભૂકો કાઢી, પોતાના દાંતો વડે ચાવી ખ્વાજા સાહેબના મોંમાં આપ્યો. ખ્વાજા સાહેબ એ તબર્રૂકને શોખથી ખાઈ ગયા. તે મોંમાં જતાં જ ખ્વાજા સાહેબનું દિલ ઈલાહી પ્રકાશથી રોશન થઈ ગયું. આપને દુનિયાદારી પ્રત્યે રુચિ ન રહી. પરિણામે દુનિયા સાથેનો સંબંધ ત્યજી, બાગ વગેરે માલમિલ્કત વેચી નાખી તેનાં નાણાં સગાં–સ્નેહીઓ અને ગરીબો–મોહતાજોને વહેંચી આપ હકની તલાશમાં વતનથી નીકળી પડયા.

## ખ્વાજા સાહેબ એક બા-કમાલ બુઝુર્ગના મુરીદ બને છે !

વતન છોડીને આપ સમરકંદ અને બુખારા ગયા. ત્યાં

મૌલાના હિસામુદ્દીન અને મૌલાના શરફુદ્દીન નામે આલિમો પાસે રહી કુર્આને અઝીઝ મોઢે કર્યું તથા શરીઅતનું શિક્ષણ મેળવ્યું. થોડોક સમય ત્યાં રહયા પછી આપ ઈરાક દેશ તરફ ગયા અને નીશાપૂર નજીક આવેલા હારૂનાબાદ ગામમાં જઈ હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.)ની સેવામાં હાજર થયા.

હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.) તે સમયના મહાન વલી હતા. એમણે સત્તર વરસ સુધી કઠિન મુજાહિદા કર્યા હતા. હરહંમેશ રોઝા રાખતા. ઘણીવાર એટલો લાંબો રોઝો રાખતા કે પાંચ પાંચ દિવસ સુધી ઈફતાર ન કરતા. રૂહાની તાકાત એટલી બધી હતી કે જેના પર તેમની કૃપાભરી નજર પડતી તે વલી બની જતો. હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)એ એમના હાથ પર બેઅત કરી. બેઅત વેળા મહાન પીરે પોતાના લાયક મુરીદને પ્રથમ વુઝૂ કરાવી બે રકાત નમાઝ પઢાવી, પછી કિબ્લા તરફ બેસીને સૂરએ બકરહ પઢવા ફરમાવ્યું. સૂરહ પઢયા પછી એકવીસ વાર દુરૂદ શરીફ પઢાવ્યું. આ બધી વિધિ કરાવીને હઝરત શૈખ ઉસ્માન હારૂની કુદ્દસ સિર્રહૂએ પોતાનું મોં આકાશ તરફ ઉઠાવ્યું અને ખ્વાજા ગરીબ નવાઝનો હાથ પકડી ફરમાવ્યું; "તને ખુદા સુધી પહોંચાડી દીધો અને તેના દરબારમાં મકબૂલ બનાવી દીધો !"

એ પછી તેમણે ખ્વાજા સાહેબના માથાના થોડાક વાળ

કાતરથી કાતરી લઈ ચોખૂણિયા ટોપી પહેરાવી અને પોતાની ખાસ કમ્બલ અર્પણ કરી ઘણી ઘણી નસીહતો ફરમાવી. હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી (રહ.)એ પોતાના પીરની નસીહતો અને સૂચનો પર અમલ કર્યાને હજી થોડાક જ દિવસ વીત્યા હશે કે આપનું દિલ નૂરે ઈલાહીથી વધુ ને વધુ રોશન થઈ ગયું અને અલ્લાહની મકબૂલિયત પ્રાપ્ત થઈ ગઈ.

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી (રહ.) જે હેતુસર ઘરેથી નીકળ્યા હતા તે હેતુ પરિપૂર્ણ થઈ ગયો. આપ પોતાના શૈખની પાસે રહી તેમની સેવા કરવા લાગ્યા અને રિયાઝત, તપસ્યા તથા ઈબાદતમાં દિવસો વિતાવવા લાગ્યા. આપ વર્ષો સુધી આ રીતે પોતાના શૈખની સેવામાં રહ્યા. અત્યંત નમ્રતાથી ગુલામોની પેઠે તેમની ખિદમત કરતા. જયારે પોતાના પીર પ્રવાસમાં હોતા ત્યારે આપ (રહ.) તેમનો સરસામાન માથે ઊંચકીને તેમની સાથે જતા.

## ખ્વાજા સાહેબ વલીઓની મુલાકાત માટે અનેક પ્રદેશોની સફર ખેડે છે !

પોતાના પીર હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.)ની સાથે ખ્વાજા સાહેબે ઘણા પ્રદેશોની સફર કરી. ઉપરાંત પોતે એકલા પણ એકાદ સાથીદાર સાથે પ્રવાસમાં

નીકળી પડતા અને અનેક કામિલ વલીઓના સહવાસમાં રહી તેમનાથી ફૈઝ મેળવતા. સેવસ્તાનના પોતાના પ્રવાસનો એક પ્રસંગ વર્ણવતાં હઝરત ગરીબ નવાઝ (રહ.) લખે છે; 'એક દિવસ અમે એકાંત સ્થળે આવેલી એક ઈબાદતગાહમાં પહોંચ્યા, ત્યાં શૈખ સદરુદીન મુહંમદ સેવસ્તાની નામે મોટા બુઝુર્ગ રહેતા હતા. અલ્લાહની યાદમાં એ તલ્લીન રહેતા. હું ઘણા દિવસ સુધી તેમની સેવામાં રહ્યો. જે કોઈ તેમની પાસે આવતું તે લાભથી વંચિત ન રહેતું. તેને કોઈક વસ્તુ જરૂર આપતા અને ફરમાવતા : અમારા હકમાં ભલી દુઆ કરજો કે હું મારું ઈમાન કબર સુધી (એટલે કે મરતા સુધી) સલામત લઈ જાઉં.' તે જ્યારે મોત વેળાની કે કબરમાંની તકલીફોનું વર્ણન સાંભળતા ત્યારે બીકના માર્યા થરથર કંપી ઉઠતા અને એટલું રડતા કે આંખોમાંથી લોહી ઝરણની પેઠે વહેવા લાગતું ! એમનું આવું રુદન સાત સાત દિવસ સુધી બંધ ન પડતું. કદી આસમાનને જોઈને ય રડી ઉઠતા. એમનું કરુણ રુદન જોઈને અમને ય રડવું આવી જતું. એક વેળા આ રીતે રડતા રહ્યા. જ્યારે છાના રહ્યા ત્યારે મારા તરફ જોઈને ફરમાવ્યું; 'હે અઝીઝ ! જેને મોત આવનારું જ હોય અને જેનો હરીફ મલિકુલ મોત હોય તેને માટે આ દુનિયાનાં ભોગવિલાસ અને આનંદપ્રમોદનો શો અર્થ ? એ પછી ફરમાવ્યું : "હે વહાલા ! જો તમને સાપ વીંછીથી ભરેલી સાંકડી ઓરડીમાં (એટલે કે કબરમાં) માટી નીચે

સૂતેલાઓની સ્થિતિની સ્હેજ પણ ખબર પડી જાય તો તમે તુરત પાણીમાં મીઠું ઓગળે એમ ઓગળી જાવ ! (એટલે કે અઝાબના ભયથી હસવાનું ને મોજમજા કરવાનું છોડીને ચિંતામાં ઘોરાયા જ કરો !) એક વેળા હું એક કામિલ બુઝુર્ગ સાથે બસરાના એક કબ્રસ્તાનમાં બેઠો હતો. અમારી પાસેની એક કબરમાં એક મુરદા પર અઝાબ થઈ રહ્યો હતો. તે બુઝુર્ગને કબરમાંના અઝાબની પોતાના કશ્ફથી ખબર પડી કે તુરત જ તેમણે જોરથી ના'રો માર્યો અને ભોંયે ઢળી પડયા ! મેં તેમની આ હાલત જોઈ તેમને ઉઠાવવા કોશિશ કરી, પણ જોઉં છું તો તેમનો આત્મા ઉડી ગયો અને થોડી વારમાં જ તેમનું શરીર પાણી થઈને વહી ગયું ! બસ, એ દિવસથી મારા ઉપર પણ કબરના અઝાબની હેબત છવાઈ ગઈ છે. એટલે હે અઝીઝ ! દુનિયાથી એટલો ગાફિલ ન બનતો કે હકને ભૂલી જાય !'

## ચાલીસ વર્ષ થયા હું કદી હસ્યો નથી !

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) ફરમાવે છે, કે હું એક વેળા હઝરત શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.) સાથે કિરમાન પ્રદેશના પ્રવાસમાં હતો. મેં એક જગાએ એક બુઝુર્ગને જોયા, જે ઘણા જ પરહેઝગાર અને ઈબાદતમાં કષ્ટો સહન કરનારા હતા. મેં એમના જેટલો ખુદાની યાદમાં ખોવાયેલ બીજો કોઈ નો'તો જોયો. જયારે અમે તેમની પાસે

ગયા ત્યારે જોયું કે તેમના શરીરમાં માત્ર જીવ બાકી છે; હાડ–ચામ સૂકાઇ ગયેલ છે. તે ઘણું ઓછું બોલતા હતા. અમે વિચાર્યું કે એમને પૂછવું જોઇએ કે તમારી આ હાલત શી રીતે થઇ. અમારા મનની વાત પોતાની રૂહાની આધ્યાત્મિક શક્તિથી તે સમજી ગયા, અને અમે કાંઇ પૂછીએ એ પહેલાં જ તે કહેવા લાગ્યા, "હે દુરવેશ ! એક દિવસ હું મારા એક મિત્ર સાથે કબ્રસ્તાનમાં ગયો. અમે એક કબર પાસે બેઠા. સંજોગોવસાત મારા મિત્રને મુખેથી હસી મઝાકની કોઇ વાત નીકળી ગઇ જેને લઇને મને હસવું આવ્યું. હું હસતો હતો એવામાં મારે કાને અવાજ આવ્યો; "જેનો હરીફ મોતનો ફરિશ્તો હોય અને ધરતીની નીચે સાપ–વીંછીની વસ્તીમાં જેનું ઘર હોય તેને હસવું શેનું આવે છે ? !" આ (ગંભીર અને ચેતવણી ભર્યો) અવાજ સાંભળીને હું ધીમેથી ઉઠયો. મેં મારા દોસ્તને રવાના કરી દીધો. તે પોતાના ઘરે ગયો અને (મારા પર તે ઈબ્રતભર્યા શબ્દોએ એટલી અસર કરી કે) હું આ ગુફામાં ચાલ્યો આવ્યો. અહીં આવીને મેં એકાંત ગ્રહણ કર્યું. બસ, તે દિવસથી જ મારા પર ભારે હેબત–બીક છવાએલી છે અને ડરથી મારું શરીર રોજ ઓસરતું જાય છે. આજે ચાલીસ વર્ષ થયાં હું હસ્યો નથી અને શરમિંદગીને લઇને આકાશ ભણી નજર ઉઠાવીને જોયું નથી કે કયામતને દિવસે ખુદાપાકને શું મોં બતાવીશ !"

પોતાના પીરો મુર્શિદ સાથે હઝરત ખ્વાજા ગરીબ નવાઝે, હઝરત ખ્વાજા બહાઉદ્દીન ઓશી (રહ.) નામના કામિલ બુઝુર્ગની મુલાકાતનું સદ્‌ભાગ્ય પણ પ્રાપ્ત કર્યું. તેમણે ખ્વાજા સાહેબને શિખામણ દીધી કે; "તમને રૂપિયો–પૈસો અથવા જે કાંઈ મળે તે પાસે ન રાખતા, અલ્લાહના રસ્તામાં લૂંટાવી દેજો, જેથી અલ્લાહના દોસ્તોમાં તમારું નામ થાય !"

આ સિવાય પણ આપે દૂર દૂરના પ્રદેશોમાં ઘૂમી પહાડો, ગુફાઓ અને અનેક શહેરોની સફર કરી. અસંખ્ય વલીઓ, સુફીઓ અને કામિલ બુઝુર્ગોની મુલાકાત લઈ રૂહાનિયત–આધ્યાત્મનો ઊંડો અનુભવ મેળવ્યો. આપ પ્રવાસમાં પણ રોઝા રાખતા. અનેક વિકટ માર્ગો અને ભયંકર સ્થાનો આપને પ્રવાસમાં જરાય અડચણરૂપ ન થતાં. ધનુષબાણ, નમકદાં અને ચકમક હમેશા સાથે રાખતા અને શિકાર કે જંગલનાં ફળફળાદિથી સાંજે રોઝો ખોલતા.

એક વેળા હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) પોતાના પીરો મુર્શિદ હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.) સાથે પ્રવાસ કરતા કરતા પવિત્ર શહેરો : મક્કા મુઅઝઝમા અને મદીના મુનવ્વરાની ઝિયારત માટે રવાના થયા. રસ્તામાં અનેક સ્થળોની મુલાકાત લીધી અને ઘણા દુરવેશો તથા અલ્લાહવાળાઓને મળ્યા. આખરે મુર્શિદ સાથે મક્કા

મુઅઝઝમા પહોંચ્યા અને ખાનએ કા'બાના તવાફથી પાવન થઈ એ નૂરાની કેન્દ્રથી લાભ લીધો. હઝરત પીરો મુર્શિદે અહીં પણ હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)નો હાથ પકડી ખુદાને સોંપ્યા અને દુઆ કરી. એ વેળા ગેબથી અવાજ આવ્યો; "મુઈનુદ્દીન અમારા દોસ્ત છે. અમે તેમને સ્વીકાર્યા અને બુઝુર્ગી અર્પી !"

થોડા દિવસ મક્કા મુઅઝઝમામાં રહી ત્યાંની બરકતોથી લાભ મેળવી આપ, બંને જહાનના સરદાર રહમતુલ લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર દરબારમાં મદીના શરીફ ગયા. હરમે નબવીમાં હાજર થયા ત્યારે મુર્શિદે ફરમાવ્યું; "સલામ કરો !" હઝરત ખ્વાજા ગરીબ નવાઝે સલામ અર્ઝ કરી. અવાજ આવ્યો; "હે જગતના શૈખોના અગ્રણી ! વ અલયકુમુસ્સલામ !" આ સાંભળીને હઝરત પીરો મુર્શિદે ફરમાવ્યું; "હવે તમે કમાલને દરજ્જે પહોંચી ગયા !"

હુઝૂર રસૂલુલ્લાહ (સલ.)ના પવિત્ર રોઝાની બરકતવંતી છત્રછાયા હેઠળ આપે થોડા દિવસ ઈબાદતમાં વીતાડયા, પછી મદીના શરીફથી રવાના થઈ આપ વિવિધ સ્થળોનો પ્રવાસ કરતા કરતા પોતાના પીરો મુર્શિદ સાથે હારૂનાબાદ આવી પહોંચ્યા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ હવે કમાલિયતને દરજ્જે પહોંચી ગયા હતા. રાતદિવસ ખુદાની યાદમાં લીન રહેતા. જ્યારે આપ શુક્ર (અલ્લાહની

યાદમાં છવાઈ જતા કેફ)માં હોતા ત્યારે આપને બહારની દુનિયાની કશી ખબર ન પડતી. આપની રિયાઝત–તપસ્યા ઘણી કઠિન હોતી.

પીરો મુર્શિદ હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.)ની આપ પર ભારે કૃપાદષ્ટિ હતી. પરિણામે આપને સુલૂકની પરિપૂર્ણતાને દરજે પહોંચાડી દીધા. પીરો મુર્શિદ ફરમાવતા; ''મુઈનુદ્દીન ખુદાના મહબૂબ (પ્યારા) છે, અને તે મારા મુરીદ હોવા બદલ મને ગર્વ છે !'' એક વેળા ફરમાવ્યું; ''મુઈનુદ્દીન ! તમે દરરોજ સવારે અમારી પાસે આવ્યા કરો, જેથી તમને ફકની તા'લીમ આપવામાં આવે !'' હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પીરો મુર્શિદના હુકમ મુજબ દરરોજ સવારમાં તેમની સેવામાં હાજર થતા. એ વખતે પીરો મુર્શિદ આપને અણમોલ નસીહતો અને ફકીરીનાં ગૂઢ રહસ્યો સમજાવતા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) તે લખી લેતા. આ રીતે અઠ્ઠાવીસ દિવસ સુધી આપને ફકીરીની તા'લીમ મળતી રહી. મુર્શિદ પાસેથી આ દિવસો દરમિયાન હઝરત ખ્વાજા ગરીબ નવાઝે જે જે સાંભળ્યું તેની 'અનીસુલ અરવાહ' નામે એક પુસ્તિકા રચી. આ રીતે વીસ વર્ષ સુધી માનવંત પીરની સેવામાં રહ્યા પછી હઝરત ખ્વાજા ગરીબ નવાઝને પર (બાવન) વર્ષની ઉંમરે ખિલાફતપદ મળ્યું. ખિલાફતપદ આપતી વખતે પીરો મુર્શિદ હઝરત શૈખ ઉસ્માન હારૂની

(રહ.)એ ઘણો બોધ આપ્યો. એ પ્રસંગ વર્ણવતાં હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પોતે લખે છે; 'પીરો મુર્શિદ હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.)એ ફરમાવ્યું; "હે મુઇનુદ્દીન ! મેં તને સંપૂર્ણતાની હદે પહોંચાડવા માટે આ બધું કર્યુ છે. તારે માટે એના પર અમલ કરવું જરૂરી છે. રૂહાની ફરઝંદ તે જ છે જે પોતાના પીરનાં બોધવચનો અને ઇરશાદોને યાદ રાખે, પોતાના શજરામાં તેમને લખે અને પોતાના જીવનમાં તેમનાં સૂચનો અપનાવે, જેથી કાલે કયામતને દિવસે શરમિંદગી ન ઉઠાવવી પડે !" આમ ફરમાવીને પવિત્ર લાકડી જે હઝરત પીરો મુર્શિદ પાસે પડી હતી તે અને ખિરકહ (દુરવેશોનું જાડું કપડું અથવા તેમની કમ્બલ કે ગોદડી), પખરખાં, પાવડીઓ અને મુસલ્લો આપ્યાં. પછી ફરમાવ્યું; "આ તબર્રુકાત (બરકતવાળી વસ્તુઓ) જે આપણા પીરાને તરીકત કુદ્દિસ અસરારહુમની યાદગાર છે અને જે રસૂલે ખુદા (સલ.)થી આપણા સુધી સચવાઇને આવેલી છે તે મેં તમને આપી. એમને જે પ્રમાણે મેં રાખી હતી તે પ્રમાણે રાખજો. તમારા પછી જેને યોગ્ય સમજો તેમને સોંપજો. લોકોથી કોઇ પ્રકારની લાલચ ન રાખતા. કોઇનાથી કોઇ વસ્તુની ઇચ્છા ન રાખતા. એ પછી મુહતરમ પીરો મુર્શિદે મને છાતી સરસો ચાંપ્યો અને ફરમાવ્યું; 'જાવ ! મેં તમને ખુદાને સોંપ્યા.' આમ ફરમાવી અલ્લાહની યાદમાં લીન થઇ ગયા. ત્યાર પછી હું રવાના થઇ ગયો."

## રસૂલુલ્લાહ (સલ.) તરફથી હિંદુસ્તાન જવાનો હુકમ થાય છે !

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ખિલાફતપદ મળ્યા પછી પણ સફર આદરી. આપ ઈસ્ફહાનના પ્રદેશોનો પ્રવાસ કરતા કરતા મક્કા શરીફ અને મદીના શરીફ જવાનો ઈરાદો ધરાવતા હતા. જ્યાં જ્યાં જતા ત્યાં વધુ સમય ન થોભતા. શહેરમાં કે કોઈ વસ્તીમાં જવાનું થતું તો ત્યાંના કબ્રસ્તાનમાં થોભતા. આપના આગમનની લોકોને જાણ થઈ જતી ત્યારે તુરત કોઈને ખબર ન પડે એમ આપ ચુપચાપ ત્યાંથી ચાલી નીકળતા. પ્રવાસ કરતા કરતા જયારે આપ ઓશ ગામે પધાર્યા ત્યારે હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) કે જે ઓશ ગામના વતની હોઈ સુલૂકની પ્રાથમિક મંઝિલોમાં હતા આપની સેવામાં હાજર થયા અને આપના મુબારક હાથ પર ઘણી જ અકીદતમંદીથી બેઅત કરી. હઝરત ખ્વાજા ગરીબ નવાઝે અત્યંત મુહબ્બતથી તેમને પોતાના મુરીદ બનાવ્યા અને પોતાની ખાસ કમ્બલ અર્પણ કરી. ખ્વાજા ગરીબ નવાઝ થોડા દિવસ ઓશમાં રોકાઈ આગળ વધ્યા ત્યારે હઝરત ખ્વાજા કુત્બુદીન કાકી (રહ.) પણ આપની સાથે થઈ ગયા અને પીરના સહવાસનો લાભ લેવાનો અણમોલ મોકો ઝડપી લીધો. આ વખતે ખ્વાજા કાકી (રહ.)ની ઉમર માત્ર

૧૪ વરસની હતી. મક્કા–મદીનાના પ્રવાસમાં તેઓ હઝરત ખ્વાજા ગરીબ નવાઝની સાથે હતા.

સફર કરતા કરતા અંતે હઝરત ખ્વાજા ગરીબ નવાઝ મક્કા મુઅઝઝમાં પહોંચી ગયા. ત્યાં કા'બા શરીફનો તવાફ કર્યો અને બરકતો મેળવી. એ પછી આપ મદીના મુનવ્વરા પહોંચ્યા, ત્યાં દરબારે રિસાલતમાં હાજરી આપી. મદીના મુનવ્વરામાં જ આપને નબીએ કરીમ (સલ.)થી બશારત મળી;

"હે મુઇનુદ્દીન ! તમે મારા દીનના સહાયક છો. હિંદુસ્તાન જાઓ અને ત્યાં અજમેરમાં રહીને કુફ્રનો અંધકાર દૂર કરો !"

ખ્વાજા સાહેબ આ બશારતથી ઘણા રાજી થયા, અને હિંદુસ્તાન જઇ અલ્લાહનો દીન ફેલાવવાનો આપે નિર્ધાર કરી લીધો, પરંતુ આપ વિમાસણમાં હતા કે ખુદાયા ! અજમેર ક્યાં હશે ? આપ આવા વિચારમાં જ સૂઇ ગયા. સ્વપ્નમાં આકાએ નામદાર (સલ.)ની ઝિયારત થઇ અને આપ (સલ.)એ ખ્વાબની હાલતમાં જ હઝરત ખ્વાજા સાહેબને થોડીક પળોમાં અજમેર શહેર, કિલ્લો અને ત્યાંનો પહાડી વિસ્તાર બતાવી દીધો.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ મુઇનુદ્દીન ચિશ્તી (રહ.)એ મદીના શરીફથી રવાના થઇ બગદાદ તરફ

પ્રયાણ કર્યું. સંજર રસ્તામાં પડતું હતું ત્યાં આવીને શૈખ નજમુદ્દીન કુબરા નામના કામિલ વલીના સહવાસમાં થોડો સમય ગાળ્યો. ત્યાંથી આપ જીલ ગામે પહોંચ્યા. ત્યાં હઝરત પીરાને પીર દસ્તગીર શૈખ મુહ્યુદ્દીન અ. કાદિર જીલાની (રહ.)થી મુલાકાત થઈ. જીલ ઘણું હૃદયંગમ અને સારી આબોહવાવાળું સ્થળ છે, અને હઝરત નૂહ (અલૈ.)ની કિશ્તી જે જૂદી પહાડ આગળ થોભી હતી તે પહાડની તળેટીમાં આવેલું છે. હઝરત ખ્વાજા ગરીબ નવાઝે હઝરત ગવસ પાક (રહ.)ની સેવામાં હાજર થઈ ઘણો ફૈઝ અને આત્મિક સંતોષ મેળવ્યો. હઝરત ગવસુલ આ'ઝમે આપને જોઈ ફરમાવ્યું; "આ શખ્સ સમયનો મહાન અગ્રેસર (ઈમામ) થશે. ઘણા લોકો એનાથી પોતાની મંઝિલે પહોંચશે !"

એ પછી હઝરત ખ્વાજા સાહેબ બગદાદ આવ્યા અને બગદાદમાં શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.) અને તેમના પીર હઝરત શૈખ ઝિયાઉદ્દીન (રહ.)ના સહવાસનો લાભ લીધો. વળી આપે અહીં શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.)ને ખિર્કહ અર્પણ કર્યો. ખ્વાજા અબુલ્લૈસ સમરકંદીની મસ્જિદમાં શૈખ શિહાબુદ્દીન (રહ.), શૈખ દાઉદ કિરમાની (રહ.) અને શૈખ બુર્હાનુદ્દીન મુહંમદ ચિશ્તી (રહ.) વગેરે દુરવેશોની હાજરીમાં હઝરત ખ્વાજા ગરીબ નવાઝે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી

(રહ.)ને ખિલાફતપદ આપ્યું, તથા પોતાની ચોખૂણિયા ટોપી તેમને માથે મૂકી. આ વખતે ખ્વાજા કાકી (રહ.)ને અઢારમું વર્ષ જતું હતું. હઝરત ખ્વાજા ગરીબ નવાઝે ચાલીસ દિવસ સુધી લાગલગાટ ખ્વાબમાં નબીએ કરીમ (સલ.)ને એમ ફરમાવતાં જોયા કે, 'હે મુઈનુદ્દીન ! કુત્બુદ્દીન ખુદાના દોસ્ત છે. તેમને ખિલાફત આપો અને દુરવેશોનો પોશાક અર્પણ કરો !'' આનાથી હઝરત ગરીબ નવાઝના મુરીદ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની મકબૂલિયત સમજી શકાય છે.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે કે, એક વેળા બગદાદમાં શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.), શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્રવર્દી અને હું પોતે, મારા પીર હઝરત ગરીબ નવાઝ મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની સેવામાં એક સ્થળે બેઠા હતા. એવામાં શમશુદ્દીન અલ્તમશ કે જે એ વખતે બારેક વરસનો હતો, તે હાથમાં પ્યાલો લઈને ક્યાંક જઈ રહ્યો હતો. મેહફિલમાં બેઠેલા બુઝુર્ગોની તેના પર નજર પડી. મારા પીર હઝરત ખ્વાજા ગરીબ નવાઝે ફરમાવ્યું; ''આ છોકરો ભવિષ્યમાં બાદશાહ થશે !'' આપની આ ભવિષ્યવાણીથી સૌને ઘણું આશ્ચર્ય થયું; કારણ કે તે વખતે શમશુદ્દીન ગુલામ અવસ્થામાં હોઈ કો'કને ત્યાં નોકરી કરતો હતો અને એ

ગુલામ બાદશાહ બનનાર છે એવો ખ્યાલ પણ કોઈને આવવો મુશ્કેલ હતો.*

## કોઇને ખરાબ કામ કરતાં જુઓ તો તેને રોકો !

બગદાદમાંના પોતાના નિવાસનો એક પ્રસંગ વર્ણવતાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) ફરમાવે છે કે, જ્યારે હું બગદાદમાં હતો ત્યારે એક વેળા દજલા નદીને કિનારે આવેલી એક ખાનકાહમાં ગયો. ત્યાં એક બુઝુર્ગ રહેતા હતા. મેં જઈને સલામ કરી. તેમણે ઈશારાથી જવાબ વાળ્યો અને મને બેસવા જણાવ્યું. હું બેઠો એટલે મારી સાથે થોડીવાર વાત કરી. ફરમાવવા લાગ્યા : "અલ્લાહની મખ્લૂકથી જુદાઈ ગ્રહણ કરીને હું અહીં પચાસ વર્ષથી બેઠો છું. જેવી રીતે તમે સફર ખેડી રહયા છો એવી રીતે હું પણ

*હિંદના ઈતિહાસના અભ્યાસીઓ સારી પેઠે જાણે છે કે શમશુદ્દીન અલ્તમશ બાળ અવસ્થામાં ગુલામ તરીકે વેચી દેવાયો હતો. અનેક માલિકો પાસે નોકરી કર્યા પછી તેને દિલ્હીના સુલ્તાન કુત્બુદ્દીને ગઝનીથી ખરીદ્યો અને દિલ્હીમાં ગુલામ તરીકે લાવ્યો, પરંતુ તે ઘણો ચપળ, હોંશિયાર અને દેખાવડો હોવાથી તેણે સુલ્તાન કુત્બુદ્દીનનું મન જીતી લીધું. પાછળથી તેની ખૂબ ચઢતી થઈ અને ઈ.સ. ૧૨૧૦ માં તે દિલ્હીની ગાદી પર આવ્યો. તેણે અવલિયાએ કિરામની ઘણી સારી સેવા કરી છે.

સફર ખેડતો હતો. સંજોગોવસાત્ મારે એક શહેરમાં જવાનું થયું. ત્યાં મેં એક દુકાનદારને જોયો જે બજારમાં બેસીને પોતાનો માલ વેચી રહ્યો હતો અને લોકો સાથે ઘણી સખતાઈપૂર્વક વર્તી રહયો હતો. આમ પોતાનાં ગ્રાહકોને તે તકલીફ આપતો. લોકો તેનાથી કંટાળ્યા હતા. મેં આ બધું જોયું પણ તેને કાંઈ ન કહ્યું અને ત્યાંથી ચુપચાપ ચાલી નીકળ્યો. હજી થોડુંક ચાલ્યો હોઈશ કે મારા કાનમાં ગૈબી અવાજ આવ્યો; "જો તું ખુદા વાસ્તે પેલા માણસને નસીહત કરી તેને આ મુરદાર દુનિયાનો મોહ ઓછો કરવા કહેત અને તેની ખરાબ વર્તણૂક બદલ ઠપકો આપી, આવી (ઝાલિમ) રીતભાત ત્યજવા સમજાવત તો તે તારું કહેવું માની જાત ! અને ઝુલ્મ કરવાનું છોડી દેત !"

'ઉફ ! જ્યારથી મેં આ અવાજ સાંભળ્યો છે ત્યારથી ઘણો જ શરમિંદા છું, અને આ ખાનકાહમાં આવીને બેઠો છું. કદી એની બહાર પગ મૂક્યો નથી. મને એનો ઘણો ભય છે કે કયામતને દિવસે જ્યારે મને આ સંબંધમાં પૂછવામાં આવશે ત્યારે હું શો જવાબ દઈશ !'*

---

* આ બનાવથી બે બાબતો લક્ષપાત્ર બને છે : (૧) લોકો સાથે વર્તન કરવામાં અને બજાર વગેરે સ્થળોએ ભાવતાલ કહેવામાં સૌએ અને ખાસ કરીને વેપારીએ–દુકાનદારોએ ઘણી નમ્રતા રાખવી જોઈએ. ઘણા દુકાનદારો ગ્રાહકો પ્રત્યે તોછડાઈભર્યું વર્તન દાખવે છે, અને

અનુસંધાન પેજ (૫૭) ઉપર

**મગરિબનો વખત થયો તો પાણીનું શકોરું, જવના બે રોટલા અને દાળનો પ્યાલો–આટલી વસ્તુઓ હવામાંથી પ્રગટી ! માનવંત બુઝુર્ગે અને મેં સાથે બેસીને રોઝહ ઈફતાર કર્યો. હું રવાના થયો લાગ્યો તો તે બુઝુર્ગે મુસલ્લા નીચેથી બે સફરજન કાઢીને મને આપ્યાં. (વાસ્તવમાં એ વખતે ન સફરજનની મોસમ હતી, ન તો આજુબાજુ એનાં ઝાડ હતા. એ પણ દસ્તેગેબથી આવેલા હતાં.)**

(અનુસંધાન પેજ (૫૬)નું ચાલુ)

ભાવતાલમાં ય હદ વટાવી જેમ બને તેમ વધુ પૈસા પડાવવા મથે છે. આ એક પ્રકારનો ઝુલ્મ છે. આવો ઝુલ્મ કરવાથી બચવું જોઈએ, કેમ કે તેથી ખુદાઈ ખફગી ઉતરે છે.

(૨) એનાથી ખરાબ કામો થતાં રોકવાની તે નબવી આજ્ઞાનું સમર્થન થાય છે, જેમાં નબી (સલ.)એ ફરમાવ્યું છે; 'તમારામાંથી કોઈ શખ્સ કશી બુરાઈ થતી જુએ તો તેને હાથથી રોકે અને હાથથી રોકવાનું બળ ન હોય તો પોતાની જીભથી રોકવાની કોશિશ કરે. જો તેમ ન બની શકે તો દિલથી ખરાબ માને (પણ) એ સૌથી કમઝોર ઈમાન છે.' એટલે કે કોઈ ખરાબ કામ થતું હોય તો તેને પોતાની શક્તિ પ્રમાણે રોકવાની કોશિશ અવશ્ય કરવી જોઈએ. ઘણા લોકો સમાજમાં રાતદિન પોતાની આંખો સામે બુરાં કામો થતાં જૂએ છે પણ તેને રોકવાની કોશિશ કરતા નથી. ખ્વાજા સાહેબે વર્ણવેલા ઉપરોક્ત બનાવથી જોઈ શકાય છે કે તે બુઝુર્ગએ પેલા માણસને ન રોક્યો એટલે ખુદાઈ ઠપકાને પાત્ર બન્યા અને પોતાની ભૂલ બદલ પસ્તાવા લાગ્યા કે કયામતના દિને એ બાબતમાં મને પૂછવામાં આવશે તો હું શો જવાબ દઈશ !

## આગની શી મજાલ કે ખુદાના દોસ્તને બાળે ?

બગદાદ શહેરમાં ઘણા જાણીતા એવા સાત અગ્નિપૂજકો–પારસીઓ રહેતા હતા. તેઓ આગની પૂજા કરતા અને પોતાનાથી બનતો લાભ લોકોને પહોંચાડતા. ધીમે ધીમે ઘણા લોકો તેમને માનવા લાગ્યા. એક વેળા તે સાતે ય અગ્નિપૂજકો હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ની મુલાકાતે આવ્યા. આપ (રહ.)એ તેમને જોઈને ફરમાવ્યું; 'હે લોકો ! એક અલ્લાહને છોડી તમે આગની ઈબાદત કરો છો ?' તેમણે કહયું : 'અમે આગની ઈબાદત એટલા માટે કરીએ છીએ કે આવતી કાલે–કયામતને દિવસે તે અમને બાળે નહિ !' હઝરત ખ્વાજાએ ફરમાવ્યું; 'આગ તો અલ્લાહને તાબે છે. જ્યાં સુધી તેનો હુકમ ન થાય ત્યાં સુધી તે એક તરણું ય બાળશે નહિ, અને જયારે અલ્લાહનો હુકમ થશે ત્યારે મોટી મોટી વસ્તુઓ બાળીને ખાક કરી દેશે.'

આપ (રહ.)ની આ વાત સાંભળી અગ્નિપૂજકો બોલ્યા; 'વારુ, આપ તો અલ્લાહની ઈબાદત કરો છો. આપનો હાથ આગમાં નાખો. જો એ બળશે નહિ તો અમે અવશ્ય મુસલમાન થઈ જઈશું !' હઝરત ખ્વાજા ગરીબ નવાઝે તે જ વેળા આગથી ભરેલી એક થાળી મંગાવી અને ઘણી

વાર સુધી તેમાં પોતાનો હાથ મૂકી રાખ્યો. જ્યારે આપે પોતાનો હાથ બહાર કાઢયો ત્યારે જણાયું કે તેના પર આગની જરાય અસર નથી થઈ. એ વખતે ગેબથી અવાજ આવ્યો; 'આગની શી મજાલ છે કે અમારા દોસ્તને બાળે !' ખ્વાજા ગરીબ નવાઝની આ કરામત જોઈ સાતે ય અગ્નિપૂજકો મુસલમાન બની ગયા.

બગદાદમાં થોડો સમય ગાળ્યા પછી હઝરત ખ્વાજા ગરીબ નવાઝ હમદાન મુકામે આવ્યા અને ત્યાં મહાન બુઝુર્ગ ખ્વાજા યૂસુફ હમદાની કુદસ સિર્રહુથી મુલાકાત કરી. આપ (રહ.) નબી (સલ.)ની આજ્ઞા અનુસાર હિંદુસ્તાન જવાનો નિર્ણય કરી ચૂક્યા હતા એટલે આપનો ઈરાદો જેમ બને તેમ ઉતાવળે હિંદુસ્તાન જવાનો હતો. હમદાનથી રવાના થઈ તબરેઝ આવી શૈખ જલાલુદીન તબરેઝી (રહ.)ના પીરે તરીકત હઝરત અબૂ સઈદ તબરેઝીની મુલાકાત કરી તેમના સહવાસમાં થોડો સમય રહી લાભ મેળવ્યો. ત્યાંથી આપ ઈસ્ફહાન સીધાવ્યા અને ત્યાં શેખ મહમૂદ ઈસ્ફહાની નામના એક બુઝુર્ગ કને થોડો સમય ગાળ્યો.

ઈસ્ફહાનથી રવાના થઈ હઝરત ગરીબ નવાઝ (રહ.) ઉસ્તુરાબાદ આવ્યા. ઉસ્તુરાબાદમાં શૈખ નાસિરુદીન ઉસ્તુરાબાદી (રહ.) જે મહાન બુઝુર્ગ હોઈ હઝરત ખ્વાજા બાયઝીદ બુસ્તામી (રહ.)ની ઔલાદમાંથી હતા. એમની

હઝરત ખ્વાજા (રહ.)એ મુલાકાત લીધી. ખ્વાજા સાહેબ મળ્યા તે વખતે તે બુઝુર્ગની ઉંમર ૧૨૮ વર્ષની હતી. આપે તેમના સહવાસનો અનહદ લાભ લીધો અને હિરાત તરફ રવાના થયા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝે એ નિયમ કર્યો હતો કે એક સ્થળે વધુ ન રોકાતા, વધુ સમય સફરમાં જ રહેતા. આપની સાથે એકાદ દુરવેશ સિવાય બીજું કોઈ ન રહેતું. હિરાત પહોંચ્યા પછી જયારે લોકોને આપના આગમનની જાણ થઈ ગઈ અને લોકોની ખૂબ ભીડ જામવા લાગી ત્યારે આપ ત્યાંથી રવાના થઈ સબ્ઝવાર તરફ આગળ વધ્યા.

## હકદારોનો હક આપ કે કયામતને દિને તારો પાલવ ન પકડે

સબ્ઝવારનો હાકિમ મુહંમદ યાદગાર નામે એક ઘણો આકરો અને અભિમાની શખ્સ હતો. તે શિયા પંથીય હોઈ મહાન સહાબએ કિરામથી એટલી દુશ્મનાવટ અને કપટ રાખતો કે એની સત્તા હેઠળનાં પ્રદેશમાં જો કોઈ પોતાના બાળકનું નામ અબુબક્ર, ઉમર કે ઉસ્માન રાખતું તો તેને ઘણી ઈજા પહોંચાડતો. એટલે સુધી કે તેને કતલ કરતાં ય ન ખચકાતો. એ ઝુલ્મી હાકિમે સબ્ઝવાર શહેર નજીક એક બાગ બનાવ્યો હતો. એ બાગમાં એક સુંદર અને મનોહર હોજ હતો. ખ્વાજા સાહેબ જયારે સબ્ઝવાર પંહોંચ્યા ત્યારે

એ બાગમાં જઇ હોજ પાસે પડાવ નાખ્યો, અને ગુસલ કરીને બે રકાત નમાઝ અદા કરી. એ પછી આપ કુર્આને અજીઝની તિલાવતમાં મશ્ગૂલ થયા. સંજોગવસાત્ એ વખતે મુહંમદ યાદગાર બાગમાં ફરવા આવે છે એવી જાહેરાત થઇ. હાકિમના સેવકો આવ્યા અને હઝરત ગરીબ નવાઝની નજીકમાં જ હોજને કિનારે હાકિમની બેઠક બનાવી. હઝરતનો પ્રભાવ અને આપનો જલાલ જોઇને તેઓ આપને એમ ન કહી શક્યા કે અહીંથી ઉઠી જાવ ! હઝરત ખ્વાજા (રહ.) કુર્આન પઢતા રહ્યા. થોડીવારે મુહંમદ યાદગાર પોતાના રસાલા સહિત બાગમાં આવી પહોંચ્યો. હઝરતને હોજ પાસે બેઠેલા જોઇ અત્યંત ગુસ્સે થયો અને પોતાના સેવકોને તતડાવવા લાગ્યો કે તમે શા માટે આ ફકીરને અહીંથી કાઢી ન મૂક્યો ! તે ખ્વાજા સાહેબને ઇજા આપવાનો વિચાર કરવા લાગ્યો. જ્યારે નજીક આવ્યો ત્યારે હઝરત ખ્વાજા ગરીબ નવાઝે માથું ઊંચું કર્યું અને જલાલભરી નજર તેના પર નાખી. ખુદા માલૂમ એ નજરમાં કેવો પ્રભાવ હતો કે નજર પડતાં જ મુહંમદ યાદગાર એકદમ પરાજિત અને પરવશ થઇ કાંપવા લાગ્યો, અને બેહોશ થઇને પડી ગયો. પોતાના હાકિમની આ હાલત જોઇ તેના સાથીઓ ખ્વાજા સાહેબથી મહેરબાની યાચવા લાગ્યા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; ''હોજમાંથી થોડું પાણી લઇ બિસ્મિલ્લાહ પઢીને એના મોં પર છાંટો !'' પાણી

છાંટવામાં આવ્યું ત્યારે મુહંમદ યાદગાર હોશમાં આવ્યો. તે ઉઠીને ખ્વાજા સાહેબને અત્યંત નમ્રતાપુર્વક વિનવવા લાગ્યો કે હે શૈખ, મારી ભૂલ માફ કરો. હઝરત ખ્વાજા ગરીબ નવાઝે તેને માફી આપી પોતાનો હેતભર્યો હાથ તેને શિરે ફેરવ્યો અને ફરમાવ્યું; 'એક બાજુ અલ્લાહના નબી (સલ.)ના બુઝુર્ગીભર્યા અને શ્રેષ્ઠ ખાનદાનથી મુહબ્બતનો દાવો કરવો અને બીજી બાજુ રસૂલુલ્લાહ (સલ.)ના જાંનિસાર સહાબાઓથી અદાવત રાખવાનું શું કારણ છે ? આમ ફરમાવીને ખ્વાજા સાહેબે સઘળા સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ અલયહિમની ફઝીલતો અને ખૂબીઓ એટલી સુંદર રીતે અને અસરકારક શબ્દોમાં વર્ણવી કે મુહંમદ યાદગાર અને તેના સાથીઓ પોતાની ભૂલો બદલ પસ્તાવા લાગ્યા, અને બોર બોર આંસુએ રડી પડયા. અંતે તેમણે તોબા કરી.

મુહંમદ યાદગાર હવે પહેલાં જેવો નહોતો રહ્યો. અલ્લાહની મહેર અને ખ્વાજા સાહેબનો ફૈઝ પહોંચે પછી શું પૂછવું ? તેની બધી કઠોરતા ઓગળી ગઇ. એટલું જ નહિ, પણ પોતાના સાથીઓ સહિત તે હઝરત ખ્વાજા ગરીબ નવાઝનો મુરીદ બની ગયો અને પોતાની પાસેનું તમામ નાણું તથા જર જવેરાત ખ્વાજા સાહેબની સેવામાં ભેટ તરીકે લાવ્યો. ખ્વાજા સાહેબે તેનો મુદલ સ્વીકાર ન કર્યો અને ફરમાવ્યું; તેં આ બધું લોકોને લૂંટીધૂતીને ભેગું

કર્યું છે અને જોરજુલમથી પડાવી લીધું છે તે એના મૂળ માલિકોને સોંપ અને ગરીબો તથા મોહતાજોને આપ, જેથી કયામતને દિવસે તેઓ તારો પાલવ ન પકડે !'' આખરે મુહંમદ યાદગારે એમ જ કર્યું. જેની પાસેથી જે લઇ લીધું હતું તેને તે આપી દીધું; હકદારોનો હક આપી દીધો, અને જે વધ્યું તે ગરીબો અને મોહતાજોને વહેંચી દીધું. એટલે સુધી કે ગુલામો અને લોંડીઓને ય આઝાદ કરી દીધા. પછી હઝરત ખ્વાજા ગરીબ નવાઝની સેવામાં રહેવા લાગ્યો. સબ્ઝવારથી જ્યારે આપ રવાના થયા ત્યારે ઘણા દિવસ સુધી મુહંમદ યાદગાર આપની સાથે રહ્યો. સુલૂકની મંઝિલો પસાર કર્યા પછી અને ઝાહિરી તથા બાતિની ફૈઝ મેળવ્યા પછી ખ્વાજા સાહેબે તેને ખિલાફત આપી. પાછળથી મુહંમદ યાદગાર હિંદુસ્તાન આવ્યો હતો.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ સબ્ઝવારથી રવાના થઇ બલ્ખ પહોંચ્યા. આપ બલ્ખ મુકામે થોડા દિવસ રોકાઇ શૈખ અહમદ ખિઝાવિયહ (રહ.) નામના બુઝુર્ગની ખાનકાહમાં રહ્યા. બલ્ખમાં તે સમયે મૌલ્વી ઝિયાઉદ્દીન નામે ઘણા જાણીતા હકીમ હતા. તેઓ ફિલ્સુફીમાં ઘણા નિષ્ણાત હતા, પરંતુ તસવ્વુફ પર તેમને વિશ્વાસ ન હતો. તે પોતાના શિષ્યોને કહેતા કે તસવ્વુફ તો બેહૂદા અને નિરર્થક છે. થોડાક ગાંડા અને માંદા માણસો બકવાસ કરે છે ! હકીમ ઝિયાઉદ્દીન બલ્ખ નજીક ઘણા બાગ ધરાવતા

હતા. તેઓ ત્યાં એક પાઠશાળા પણ ચલાવતા, જ્યાં બેસીને વિદ્યાર્થીઓને હિકમત–વિજ્ઞાન શીખવતા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) બલ્ખ નજીકની ઝાડીઓમાં ફરતા, શિકાર કરતા હકીમ સાહેબના બાગ પાસે જઈ પહોંચ્યા. આપે ઝાડ પરથી કલિંગ (એક પ્રકારના પક્ષી)નો શિકાર કર્યો અને પોતાના સેવકને તેના કબાબ બનાવવાની સૂચના કરી પોતે ઈબાદતમાં પરોવાઈ ગયા. એટલામાં હકીમ ઝિયાઉદ્દીન જે ત્યાં થઈને જઈ રહ્યા હતા તેમણે જોયું કે કોઈ દુરવેશ નમાઝ પઢી રહ્યા છે અને ખાદિમ કબાબ શેકે છે. હકીમ સાહેબ ત્યાં થોભ્યા. જ્યારે હઝરત ખ્વાજા ગરીબ નવાઝ નમાઝથી પરવાર્યા ત્યારે તે સલામ કરીને આપની પાસે બેસી ગયા. ખ્વાજા સાહેબે બિસ્મિલ્લાહ બોલી કબાબનો એક ટુકડો લઈ હકીમ સાહેબને આપ્યો, અને પોતે પણ ખાવા લાગ્યા. ખુદાની કુદરત અને હઝરત ખ્વાજા ગરીબ નવાઝની બરકત તથા ફૈઝ જુઓ કે હકીમ સાહેબે કબાબ ખાધી કે તુરત જ તેમના દિલમાંથી દુરવેશો પ્રત્યેના ખોટા ખ્યાલો ઉડી ગયા અને બેહોશીભરી હાલત તેમના પર છવાઈ ગઈ. ખ્વાજા સાહેબે પોતે ખાતાં વધેલી કબાબ તેમના મોંમાં મૂકી ત્યારે તેમને હોશ આવ્યો. હવે પહેલાં કરતાં તેમના ખ્યાલો બદલાઈ ગયા. બુઝુર્ગો પર તેમને યકીન જમી ગયું અને તે ખ્વાજા સાહેબના મુરીદ થઈ ગયા. આપની સેવામાંથી ઘરે આવી ફિલસુફીનાં બધા પુસ્તકો નદીમાં ફેંકી દઈ તેમણે

તરીકત–ભક્તિમાર્ગ અપનાવ્યો !

થોડો સમય બલ્ખ શહેરમાં રહ્યા પછી હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) ગઝની ગયા, ત્યાં શૈખ અબ્દુલવાહિદ ગઝનવી (રહ.) નામના એક વલીયુલ્લાહની મુલાકાત કરી આપે હિંદુસ્તાન તરફ પ્રયાણ કર્યું.

## ખ્વાજા સાહેબના આગમન વખતે હિંદુસ્તાનની હાલત

જો કે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના આગમનથી સદીઓ પૂર્વે હિંદુસ્તાનમાં મુસલમાનો આવી ચૂક્યા હતા અને સિંધ તથા પંજાબમાં હકવાળાઓનો ધ્વજ લહેરાઈ ચૂક્યો હતો; પરંતુ ગાઝી મુહંમદ બિન કાસિમ અને મુહંમદ ગઝનવીની ચડાઈઓ પછીના બસો (૨૦૦) વર્ષના ગાળામાં મુસલમાનોના આગમનમાં એકદમ ઓટ આવ્યો હતો. અગાઉ આવી ચૂકેલા મુસલમાનોની સંખ્યા તદ્દન જૂજ હતી અને તેઓ વેરવિખેર હાલતમાં પડેલા હતા. મુહંમદ ગોરીના હુમલા પહેલાં એમ તો ઘણા રાજ્યોમાં અનેક જગાએ મુસલમાનો થોડી ઘણી સંખ્યામાં વસેલા હતા; જ્યાં તેમના મદ્રસા, ખાનકાહો અને દીની સંસ્થાઓ પણ હતી; પરંતુ પરિસ્થિતિ અને સંજોગો દિવસે દિવસે એટલી હદે બગડી રહ્યા હતા કે હિંદુસ્તાનમાં કલિમએ

તૌહીદનું નામ બુલંદ કરવું તો દૂર રહ્યું, ખુદનું ઈમાન સંભાળવું મુશ્કેલ હતું. ડગલે ને પગલે વિષમ સંજોગો અને પ્રતિકુળ વાતાવરણનો અનુભવ થઈ રહ્યો હતો અને મુશ્કેલીઓ હિંમત તોડી નાંખે એવી હતી. ભિન્ન ધર્મો ધરાવતી વ્યાપક વસ્તીમાં તબ્લીગનું કામ અત્યંત કઠિન અને હકના રસ્તામાં ભારે કસોટી સમાન હતું.

એક તરફ અજમેર, દિલ્હી, કનોજ અને મેવાડ વગેરે અનેક રાજ્યો હતાં, તો સામાન્ય જનતા મુહંમદ બિન કાસિમ અને ગઝનવીના હુમલાઓને પરિણામે વ્યથિત થઈ રહી હતી અને તે મુસ્લિમ માત્રને આ દેશમાં કોઈ પણ ક્ષેત્રમાં કામની ભૂમિકા રચવા દેવા તૈયાર નહોતી! ત્યારે બીજી તરફ હકના પ્રચારકો અને પ્રસારકોને બાતિલનાં અંધારાં ફેંડવાની અને અલ્લાહ તથા અલ્લાહના રસૂલ (સલ.)નો પયગામ પહોંચાડવાની ફર્ઝ પોકારી રહી હતી કે;

**તમન્ના આબરૂ કી હો અગર ગુલ્ઝારે હસ્તીમેં**
**તો કાંટોંમે ઉલજ કર ઝિંદગી કરનેકી ખૂ કર લે !**

બેશક, આવી વિષમ પરિસ્થિતિમાં સૌ પ્રથમ અહિંસક ચળવળ દ્વારા હકનો ઝંડો બુલંદ કરવાનું માન હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ને ફાળે જાય છે. લૂખુંપાખું ખાઈ, જાડુંપાતળું ને થીગડથાગડવાળું પહેરી એક નાનકડી

ઝૂંપડીમાં વસનાર હિંદુસ્તાનની સૌથી મોટી સામાજીક ક્રાંતિના પ્રણેતાનું જ એ કામ હતું કે દીને મુહંમદી ખાતર અહીં દોડી આવે. અજમેર તે વખતે મજબૂત કેન્દ્ર અને અજમેર રાજયના ગઢ સમાન હતું. આવા ઝબરદસ્ત ધામમાં દીને મુહંમદીના પ્રચાર પ્રસાર માટે મુકામ કરવાનો નિર્ણય કરવો એ કાંઇ નાની સૂની વાત્ત હતી ? એ સફરનો નિર્ણય હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ની ભારે હિમ્મત અને આપના અસાધારણ આત્મવિશ્વાસનો પૂરાવો છે, તેમ રૂહાનિયતના પ્રતાપનો જીવંત દાખલો.

આપના આગમને અહીં ભારે રૂહાની ઈન્કિલાબ પેદા કરી દીધો. ઈસ્વી સનની અગિયારમી અને બારમી સદીમાં અહીંની સામાજિક હાલત ઘણી બુરી હતી. ઊંચનીચ અને છૂતઅછૂતના ભેદો સમાજમાં વ્યાપક રીતે ઘર કરી ગયા હતા. નીચ ગણાતી જાતિઓની ઘણી ભૂંડી દશા હતી. તેમને માટે જીવનની બધી મીઠાશ અને સુખસગવડો જાણે સંકેલાઇ ચૂકી હતી. એ બધું તો માત્ર ઉચ્ચવર્ણના લોકો માટે જ હતું ! ઊંચનીચના તે સમયે પ્રવર્તતા ભેદો વર્ણવતાં પ્રસિદ્ધ ઈતિહાસકાર અલ્બીરૂની લખે છે; ''એ સમયે હિંદુઓમાં અગણિત જાતિભેદ હતા. જયારે મુસલમાનોનો મત; 'સર્વ સમાન છે, અને અલ્લાહને ત્યાં તો સૌથી શ્રેષ્ઠ તે જ છે જે સૌથી વધુ નેક–ભલો છે'– તેમના કરતાં તદન જુદો હતો.''

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)એ જેમ આ બહુ ઈશ્વરવાદમાં માનતા સમાજમાં 'ખુદા એક જ છે !'નો નાદ બુલંદ કર્યો તેમ તેમણે છૂતઅછૂતના અહીં વ્યાપી રહેલા વાતાવરણમાં તૌહીદનો સિદ્ધાંત અમલી રૂપે રજુ કર્યો, અને બતાવી આપ્યું કે એ સિદ્ધાંત કાંઈ કાલ્પનિક વસ્તુ નથી પણ જીવનનો એક એવો સિદ્ધાંત છે જેને સ્વીકારી લીધા પછી નાતજાતનાં સૌ ભેદભાવ અર્થ વિનાના થઈ જાય છે, અને એને માનનારો સૌ એક બની રહે છે, સમાન થઈ જાય છે. ધાર્મિક દષ્ટિએ જોઈએ તો અહીં અનેક બુતો, દેવદેવીઓ અને ઝાડો વગેરેની પૂજા થતી હતી. સ્ત્રીઓ પોતાના પતિ પાછળ બળી મરતી–સતી થતી ને ધાર્મિક દષ્ટિએ તે ઘણું સારું કામ લેખાતું !

ખ્વાજા સાહેબના કદમ મુબારકને પ્રતાપે આવી માન્યતા અને રીતરિવાજો ધરાવતા હિંદીજનો ઈસ્લામના ઉપકારક અને ઉદ્ધારક સિદ્ધાંતોથી પરિચિત થયા અને નાતજાતના ભેદમાં પીસાય રહેલાઓએ ઈસ્લામના સમાનતાના સિદ્ધાંતોમાં પોતાનો ઉદ્ધાર જોયો. સ્ત્રીઓએ પોતાને માટે ઉદાર હકોની જોગવાઈ જોઈ, વળી માનવ સમાજને માટે અત્યંત જરૂરી એવા સદાચાર અને સદ્‌ગુણોના જ્વલંત નમૂના સૌએ ખ્વાજા સાહેબમાં નિહાળ્યા. એને પરિણામે જ ખ્વાજા ગરીબ નવાઝને 'નબી (સલ.)ના હિંદ ખાતેના નાયબ' પણ કહેવામાં આવે છે.

આપની ખિદમતો વર્ણવવાને આ પાનાં ઘણા ઓછા છે. સિયરૂલ્આરિફીનના કર્તાના શબ્દોમાં કહીએ તો; "યકીન–વાળાઓના સૂર્ય કે જે ખરેખર મુઈનુદ્દીન (દીનના સહાયક) હતા તેમના કદમ મુબારકને પ્રતાપે આ દેશ કુફ્રનાં અંધારામાંથી મુક્ત થઈ, ઈસ્લામના નૂરથી ઉજ્જવળ અને પ્રકાશિત થયો."

## ખ્વાજા ગરીબ નવાઝ અજમેર આવી પહોંચ્યા*

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) જ્યારે હિંદુસ્તાનમાં પ્રવેશ્યા ત્યારે આપની સાથે ૪૦ દુરવેશોની જમાઅત હતી. રસ્તો ઝાહિરી રીતે અજાણ્યો અને વસ્તી

---

* હઝરત ખ્વાજા સાહેબના મલફુઝાત દલીલુલ આરિફીનમાં આપના હિંદુસ્તાન ખાતેના આગમન વિષે ઘણો ટુંકો ઉલ્લેખ છે. તેમાં છે કે ખ્વાજા ગરીબ નવાઝ પોતાની અગિયારમી મજલિસમાં આરિફનાં ગુણ વર્ણવી રહ્યા હતા. એવામાં એકાએક પવિત્ર આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. ફરમાવ્યું; હું તે જગાએ જઈ રહ્યો છું જ્યાં હું દફન થઈશ. (એટલે કે અજમેર શરીફ) એ પછી આપે હાજર રહેલા દરેક શખ્સને વિદાય આપી, ફક્ત હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર (રહ.)ને સાથે આવવા હુકમ ફરમાવ્યો. હઝરત ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.) લખે છે; "એ પછી અજમેર પહોંચ્યા. અજમેરમાં તે વખતે તમામ વસ્તી પરધર્મીઓની હતી. જ્યારે હઝરત (રહ.)ના કદમ મુબારક ત્યાં પહોંચ્યા ત્યારે એટલી મોટી સંખ્યામાં લોકો મુસલમાન થયા કે જેની કોઈ હદ નહોતી !"

ભિન્ન હતી. વળી, આ દેશની ભાષાઓ જાણી લેવાનું ય જરૂરી હતું. અગાઉ આવી ચૂક્યું તેમ આપ ગઝનીમાં થોડો સમય રોકાયા હતા. ખ્વાજા સાહેબ ગઝનીથી રવાના થઇ લાહોર આવ્યા. એ સમયે લાહોરમાં શૈખે કામિલ હઝરત અલી હિજ્વેરી (રહ.) કે જે તે સમયના મહાન બુઝુર્ગ હતા તેમની વફાત થઇ ચૂકી હતી. ખ્વાજા સાહેબ, લાહોરમાં આવેલા તેમના મઝાર પર થોડા દિવસ રહ્યા અને પછી મુલ્તાન આવ્યા. મુલ્તાનમાં રહીને આપે હિંદુસ્તાનની જરૂરી ભાષાઓ શીખી લીધી. ત્યાર બાદ આપ દિલ્હી પધાર્યા. એ વખતે અજમેરમાં ચૌહાણ વંશનો રાજા પૃથ્વીરાજ રાજ કરતો હતો. પૃથ્વીરાજને ખ્વાજા સાહેબના આગમન પહેલાં જ્યોતિષીઓએ એમ જણાવ્યું હતું કે એક ફકીર આપણા દેશમાં આવનાર છે, જે અહીં આવીને ઇસ્લામનો સંદેશ આપશે. આ આગાહીને પરિણામે પૃથ્વીરાજે તકેદારી કાજ રાજ્યની સરહદ પર ઠેરઠેર સિપાહીઓ રાખ્યા હતા, જેથી કોઇ અજાણ્યો માણસ રાજ્યમાં પ્રવેશ ન પામી શકે, પણ અલ્લાહને મંજુર હોય એ બાબત બનતી કોણ અટકાવી શકે ? અલ્લાહવાળાઓનો આ નાનકડો કાફલો આખરે તેની કૃપાથી અમન અને ઇમાનનો ઝંડો લઇ હિજરી સન ૫૭૯ માં પૃથ્વીરાજના રાજ્યમાં પ્રવેશી ગયો. *

* તારીખે ફરિશ્તામાં આપના અજમેર ખાતેના આગમનની તારીખ ૧૦ મી મુહર્રમ ૫૬૧ હિજરી છે.

## ખ્વાજા સાહેબની કરામતો : રાજાના ઊંટો ભોંયે ચોંટી ગયાં !

અજમેર પહોંચીને હઝરત ખ્વાજા ગરીબ નવાઝે શહેર બહાર (જ્યાં અત્યારે અવલિયા મસ્જિદ છે ત્યાં) ઘટાદાર ઝાડોને છાંયડે પડાવ નાંખ્યો. સંજોગવસાત્ એ જગા રાજાનાં ઊંટો માટે રખાયેલી હતી. થોડીવારે ઊંટોવાળા આવ્યા અને ખ્વાજા ગરીબ નવાઝ તથા આપના સાથીઓને જોઈ કહેવા લાગ્યા કે અહીંથી ચાલ્યા જાવ ! અમારે ઊંટો બેસાડવાં છે. તેઓએ, પોતે થોડો સમય રહી ચાલ્યા જશે એમ જણાવ્યું છતાં ઊંટોવાળા તાકીદે પડાવ ઉઠાવવાને દબાણ કરવા લાગ્યા અને કેટલીક બદતમીઝી પણ કરી. આખરે ખ્વાજા સાહેબે પોતાના સાથીઓને પડાવ ઉઠાવવા હુકમ આપ્યો અને ઊંટોવાળાઓને ફરમાવ્યું; "વારૂં, અમે તો ચાલ્યા જઈએ છીએ, રાજાના ઊંટો અહીં જ બેસશે !" એ પછી આપે અજમેર નજીક આવેલા અનાસાગર તળાવને કાંઠે મુકામ કર્યો, અને ઈબાદતમાં પરોવાઈ ગયા. સાંજે ઊંટોવાળાઓએ રાજાનાં ઊંટો તે જગાએ બાંધી દીધાં. જ્યારે સવાર થઈ ત્યારે તેમણે જોયું કે બધાં જ ઊંટો બેઠેલા છે, એકે ય ઉઠયું નથી. તેમણે ઊંટોને ઉઠાડયા પણ તે ઉઠયાં જ નહિ, ઘણી મારપીટ કરી પણ ઊંટોથી ઉઠાયું નહિ. તેમના પેટ જમીન સાથે જાણે ચોંટી ગયા હતા ! આ જોઈ તેમના ગભરાટનો પાર ન રહ્યો. આખરે રાજાને આ

બનાવની ખબર આપી. રાજાએ બધી બીના સાંભળી કહ્યું, એનો ઉપાય તો એ છે કે તમે તે દુરવેશ પાસે જાવ અને માફી માંગો !'' રાજાનો હુકમ સાંભળી ઊંટોવાળા હઝરત ખ્વાજા ગરીબ નવાઝની સેવામાં આવ્યા અને માફી માંગવા લાગ્યા. આપે ફરમાવ્યું; ''જાઓ, ઊંટો ઉઠેલાં છે !'' તેઓ ઊંટો પાસે ગયા ત્યારે જોયું કે ખરેખર ઊંટો ઉઠેલાં હતાં અને ચરતાં હતાં !

ખ્વાજા ગરીબ નવાઝ અને આપના બુઝુર્ગ સાથીઓ અનાસાગર નામના તળાવને કિનારે રહી શાંતિથી અલ્લાહની બંદગી કરતા હતા. તેઓ પાસેના તળાવમાંથી વુઝૂ વગેરે કામ અર્થે પાણી લેતા. કેટલાક લોકોએ વાંધો લીધો કે મુસલમાનોનો હાથ લાગવાથી પાણી અશુદ્ધ થાય છે. ઘણા લોકો હથિયારોથી સજ્જ થઇ ખ્વાજા સાહેબ અને આપના સાથીઓને તળાવને કાંઠેથી તગડી મૂકવા આવ્યા. ખ્વાજા સાહેબ એ વખતે નમાઝ પઢી રહ્યા હતા. આપના સાથીઓ એ લોકોને જોઇ પરેશાન થયા. જ્યારે હઝરત ખ્વાજા ગરીબ નવાઝ નમાઝથી પરવાર્યા ત્યારે આપે આયતુલ કુરસી પઢીને મુટ્ઠીભર માટી ગામવાળાઓ પર નાખી. ખુદાની કુદરતથી તે માટી જે શખ્સ પર પડી તે ત્યાં જ થંભી ગયો. કેટલાંકનાં અવયવો તો માટી લાગવાથી જાણે ઝકડાઇ ગયાં. પરિણામે તેમનાથી આગળ વધાયું નહિ. આખરે લાચાર થઇને પાછા ગૅયા.

## પૂજારી શુધ્ધિદેવ આખરે નમી પડયો !

અનાસાગર તળાવને કિનારે મોટું મંદિર હતું. ત્યાં મહારાજા અને રાજયના નાના મોટા કર્મચારીઓ પૂજાપાઠ માટે આવતા. એ મંદિરનો પૂજારી શુધ્ધિદેવ હતો. ખ્વાજા સાહેબને ભગાડવામાં નાસીપાસ થયેલા લોકો ભેગા થયા અને શુધ્ધિદેવને મદદ કરવા અરજ કરી. શુધ્ધિદેવ બોલ્યો; "કાંઈ વાંધો નહિ, હું તે લોકોને અબઘડી તળાવ પાસેથી કાઢી મૂકું છું." આમ કહી લોકોનું એક મોટું ટોળું લઈ તે ખ્વાજા સાહેબ નજીક પહોંચી ગયો. આપના સાથીઓએ અરજ કરી કે, હઝરત પેલા લોકો ફરી આવ્યા લાગે છે ! શુધ્ધિદેવ મંત્રો બોલતો બોલતો ધીમે ધીમે આગળ વધતો હતો. વળી ટોળામાં ઘણા લોકો જાદૂઈ વિદ્યા જાણતા હતા તે પણ પોતાની વિદ્યા અજમાવવા લાગ્યા. ખ્વાજા સાહેબે સાથીઓને ફરમાવ્યું; "તેમની વિદ્યા બાતિલ છે. અલ્લાહ ચાહશે તો તેઓ સીધા માર્ગે આવી જશે." આમ ફરમાવી આપ નમાઝમાં મશ્ગૂલ થઈ ગયા.

આપને નમાઝ પઢતા જોઈ તેઓ વધુ નજીક આવ્યા, પણ જ્યારે શુધ્ધિદેવે આપનો નૂરાની ચહેરો જોયો ત્યારે તે અત્યંત પ્રભાવિત થઈ ગયો. જ્યાં સુધી આપ નમાઝ પઢતા રહ્યા ત્યાં સુધી તે ટોળા સાથે પોતાની જગાએ જ ઊભો રહ્યો.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ સલામ ફેરવીને તેના પર એક નજર નાખી. ખુદા જ બેહતર જાણે છે કે તે નજરમાં શું અસર હતી કે શુદ્ધિદેવ થરથર ધ્રુજવા લાગ્યો. તેણે પોતાની વિદ્યા ચલાવવા ખુબ કોશિશ કરી જોઇ પણ નિષ્ફળતા જ મળી. એની સાથે આવેલા લોકો એને આવો પ્રભાવિત થયેલો જોઇ નવાઇ પામી ગયા ! હઝરત ખ્વાજા ગરીબ નવાઝે એની એવી હાલત જોઇ પોતાના એક મુરીદને પાણીનો પ્યાલો આપી એને પાવા કહ્યું. મુરીદ પ્યાલો લઈને તેની પાસે ગયા. શુદ્ધિદેવે અત્યંત માન સહિત પ્યાલો લીધો અને તેમાંનું પાણી પી ગયો ! બસ, પાણી પીતાં જ તેની હાલત પલટાઇ ગઇ. તે ખ્વાજા સાહેબ પાસે દોડતો આવ્યો, અને આપનાં ચરણોમાં ઢળી પડયો. ખ્વાજા સાહેબે તેને ઉઠાડી પોતાની પાસે બેસાડયો, નસીહતો આપી. આખરે તે મુસલમાન થઇને ખ્વાજા સાહેબની સેવામાં રહેવા લાગ્યો !

શુદ્ધિદેવ સાથે આવેલા લોકો ફરીથી નિરાશ થઇ આખરે પૃથ્વીરાજ કને જઇને પોતાની વીતક કહેવા લાગ્યા. તેમની હકીકત સાંભળીને રાજા બોલ્યો કે જરૂર આ કોઇ મોટો જાદુગર છે. એનો મુકાબલો રમત વાત નથી. આ પહેલાં પણ રાજાને ખ્વાજા સાહેબ વિષે તેના માણસો અરજ કરી ચૂકયા હતા કે એ ફકીર જે આપણા પાદરે આવેલ છે તેને અહીં રહેવા દેવો હિતાવહ નથી, કેમ કે એની કરામતોથી

લોકોના અકીદાઓ પર અસર પડવા સંભવ છે. બધી વાતોને ધ્યાનમાં લઇ રાજાએ વિચાર કર્યો કે કદાચ આ તે જ ફકીર હોઇ શકે છે જેના વિષે જ્યોતિષીઓએ આગાહી આપી હતી. આખરે રાજાએ નક્કી કરી લીધું કે કોઇ પણ ભોગે ખ્વાજા સાહેબને રાજ્યની હદ બહાર કાઢવા જોઇએ !

## જાદુગર જયપાલ મુકાબલો કરે છે !

અજમેરમાં તે વખતે મેલી વિદ્યા જાણનાર એક ઘણો જાણીતો જાદુગર રહેતો હતો. તેનું નામ જાદુગર જયપાલ હતું. કહેવાય છે કે તે સમયમાં તેની બરાબરી કરે તેવો કોઇ જાદુગર નહોતો ! રાજાએ તેને દરબારમાં બોલાવ્યો. જાદુગર જયપાલે આવીને કહ્યું કે હું તે ફકીરને ઘણી સહેલાઇથી મહાત કરી નાખીશ ! આ સાંભળીને રાજાને કંઇક ઢાઢસ વળી. બીજે દિવસે ખ્વાજા ગરીબ નવાઝનો મુકાબલો કરવા માટે ઘણા લોકોને સાથે લઇ જયપાલ ઉપડયો ! જ્યારે તે લોકો અનાસાગરને કિનારે ખ્વાજા સાહેબના મુકામ નજીક આવી પહોંચ્યા ત્યારે જાદુગરને જોઇને હઝરત ખ્વાજા સાહેબે પોતે બેઠા હતા તે જગાની ચોમેર એક મોટું કુંડાળું—વર્તુળ દોરી દીધું, અને પોતાના તમામ સાથીઓને પણ તે કુંડાળામાં લઇ લીધા. જાદુગર જ્યારે નજીક આવ્યો ત્યારે તેણે જોયું કે શુદ્ધિદેવ ખ્વાજા સાહેબની સેવામાં બેઠો છે. આ જોઇ તેણે અને તેના

સાથીઓએ શુદ્ધિદેવને ખ્વાજા સાહેબનો સાથ છોડીને ચાલ્યા આવવા કહ્યું, પણ તેણે ન માન્યું. આખરે લાલચ અને ધમકીઓ પણ આપી છતાં શુદ્ધિદેવે તેમની કોઇ વાત ગણકારી નહિ. અંતે ખીજવાઇને જયપાલ અને તેના સાથીઓએ કુંડાળામાં પ્રવેશવાની કોશિશ કરી પણ અલ્લાહની કૃપાથી તેમાં એક કદમ ન મૂકી શક્યા. એટલું જ નહિ પણ ઉંધે મોંએ ગબડી પડયા !

## અનાસાગર તળાવનું પાણી એકદમ સૂકાઇ ગયું !

હજી જયપાલે પોતાનો જાદુ શરૂ કર્યો ન હતો એવામાં તેની સાથે આવેલા માણસોએ હઝરત ખ્વાજા ગરીબ નવાઝને સતાવવાની એક નવી રીત શોધી કાઢી. તેમણે એમ નક્કી કર્યું કે તળાવ ઉપર પહેરા બેસાડી દો, જેથી એ લોકો પાણી ન લઇ શકે. આખરે તેઓ ગભરાઇને ચાલ્યા જશે. જયારે ખ્વાજા સાહેબને એમના આ કરતૂતની જાણ થઇ ત્યારે આપે એક મુરીદને ફરમાવ્યું કે તમે કોઇ પણ રીતે એ તળાવમાંથી પાણીનો એક પ્યાલો ભરી લો. આપના હુકમ અનુસાર કોશિશ કરીને પાણીનો એક પ્યાલો ભરી લેવામાં આવ્યો. પ્યાલો ભરાતાં જ તળાવનું બધું પાણી એકદમ સૂકાઇ ગયું. એટલે સુધી કે જાણે તળાવમાં પહેલાં પાણી જ નહોતું ! હઝરત ખ્વાજા ગરીબ નવાઝ અને

આપના સાથીઓ પેલા પ્યાલાના પાણીનો જ ઉપયોગ કરતા. ખુદાની કુદરતથી જેટલું પાણી તે પ્યાલામાંથી વપરાતું તેટલું ફરી તેમાં વધી જતું. મતલબ કે પ્યાલો ખાલી જ નહોતો થતો. જાદુગરે અને લોકોએ આ રીતે તળાવને સૂકાઈ ગયેલું જોઈ ઘણી નવાઈ અનુભવી, પણ જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ પાણી સૂકાવાથી ઊભી થયેલી આપદા શહેરના લોકોને ભોગવવી પડી, લોકો ગભરાયા. આખરે જયપાલ જોગી હઝરત ખ્વાજા ગરીબ નવાઝે દોરેલા કુંડાળા નજીક આવ્યો અને કહેવા લાગ્યો, ''અરે, અહીં લોકો આપદા વેઠી રહયા છે, ફકીરનું કામ તો લોકોને આરામ પહોંચાડવાનું છે. જયારે તું પોતાને ફકીર કહે છે તો લોકોને આ રીતે સતાવવાનું ઠીક નથી. ફકીરે તો લોકોને લાભ પહોંચાડવો જોઈએ.'' ખ્વાજા ગરીબ નવાઝે એને કાંઈ ઉત્તર ન દીધો અને પોતાના મુરીદને પેલા ભરી લીધેલા પ્યાલાનું પાણી ફરીથી તળાવમાં રેડી દેવાનો ઈશારો ફરમાવ્યો. પ્યાલાનું પાણી પડતાં જ સૂકાભઠ બની ગયેલા તે તળાવમાં એકાએક પાણી ભરાઈને મોજાં લહેરાવા લાગ્યાં !

આ બધું જોઈને જાદુગર જયપાલ ખૂબ ઉશ્કેરાયો. તેણે પોતાનું તમામ જાદુઈ બળ અજમાવી નાખવાનું નક્કી કર્યું, પ્રથમ મંત્રવિદ્યા શરૂ કરી ખ્વાજા સાહેબ અને આપના સાથીઓને પ્રભાવિત અને પરાજિત કરવા ખૂબ કોશિશ કરી

પણ એ બુઝુર્ગો પોતાની રૂહાની–આત્મિક તાકાત અને કરામતથી તેના પર વિજયી રહ્યા. એ બુઝુર્ગો અલ્લાહના દીનની સેવા માટે નીકળ્યા હતા, અલ્લાહે તેમને મદદ કરી. જયપાલના જાદુઈ મંત્રોથી તેમનો વાળ પણ વાંકો ન થયો, એટલે તેણે બીજો દાવ અજમાવ્યો જેને લઈને જાદુના જોરે તળાવ પાસે આવેલા પહાડ તરફથી કાળા કાળા હજારો સાંપ નીકળી આવ્યા અને ખ્વાજા સાહેબના મુકામ તરફ ધસ્યા, પણ તે ય કુંડાળાની લીટી સુધી આવીને અટકી ગયા. તેમનાથી આગળ વધાયું નહિ. પોતાની આ નિષ્ફળતા જોઈ જયપાલે ત્રીજું જાદુઈ શસ્ત્ર અજમાવ્યું. જાદુની અસરથી તેણે આગ વરસાવવા માંડી. થોડી વારમાં તો આગના ઢગલા વળી ગયા. જાણે અસંખ્ય ઝાડો બળવા લાગ્યાં પણ ખુદાની કૃપાથી ખ્વાજા ગરીબ નવાઝે દોરેલા વર્તુળ–કુંડાળમાં આગની કાંઈ જ અસર ન થઈ. આપ અને આપના સાથીઓ સલામત રહ્યા !

જયારે જયપાલ પોતાની તમામ જાદુઈ શક્તિ અજમાવી ચૂક્યો અને એણે જોયું કે પોતાનો કોઈ દાવ એ લોકો પર અસર કરતો નથી ત્યારે તેણે માની લીધું કે હઝરતને મહાત કરવા અશક્ય છે. પોતાને વારંવાર મળેલી નિષ્ફળતાથી એને ખ્વાજા સાહેબની સત્યતાની ઝાંખી થઈ. આખર હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પાસે તે માફી માંગવા લાગ્યો અને પોતે કરેલી ભૂલ બદલ પસ્તાવો કરવા લાગ્યો. ખ્વાજા

સાહેબે તેને પાસે બોલાવ્યો અને તેની ભૂલો માફ કરી દઈ ક્ષમા આપી. વળી ખ્વાજા સાહેબે તેને ઈસ્લામની દા'વત આપી. જાદુગર જયપાલ ખરા દિલથી કલિમએ તૈયિબહ પઢયો. હઝરતે તેનું નામ અબ્દુલ્લાહ રાખ્યું. એ આખર ઘડી સુધી ખ્વાજા ગરીબ નવાઝની સેવામાં જ રહ્યો. પાછળથી એને ખિલાફત પણ મળી હતી.

જાદુગર સાથે આવેલા લોકોએ જોયું કે અમારા પૂજારી અને જાદુગર નિષ્ફળ ગયા છે એટલું જ નહિ પણ તે મુસલમાન પણ થઈ ગયા છે ત્યારે તેઓ મુકાબલાથી નિરાશ થઈને શહેર ભણી ચાલ્યા ગયા. ઘણા લોકોએ હઝરત ખ્વાજાની આ કરામતો જોઈને ઈસ્લામ સ્વીકાર્યો.

## રાજા પૃથ્વીરાજ વિષે ખ્વાજા સાહેબની આગાહી !

થોડા દિવસ વીત્યા પછી મુસલમાન થઈ ગયેલા લોકોએ હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ને અરજ કરી કે, હઝરત ! અહીં રહેવાને બદલે આપ શહેરમાં પધારો તો ત્યાંના લોકોને આપનાથી ઘણો ફેઝ પહોંચે એમ છે. ખ્વાજા સાહેબને આ વાત પસંદ પડી. આપે પોતાના મુરીદ મુહંમદ યાદગાર કે જે એક વખતે સબ્ઝવારના હાકિમ હતા અને જેમનું વર્ણન અગાઉ આવી ચૂકયું છે તે હિંદુસ્તાન આવી ગયા હતા તેમને અજમેરમાં જઈ મુકામ માટે યોગ્ય

સ્થળ શોધી કાઢવા ફરમાવ્યું. મુહંમદ યાદગાર ગયા અને આજે જયાં હઝરત ખ્વાજા સાહેબ (રહ.)નો મઝાર છે તે જગા પસંદ કરીને આવ્યા. આપ (રહ.) પોતાના સાથીઓ સહિત શહેરમાં ગયા, અને લોકોને ઈસ્લામની દાવત આપી. આપની તા'લીમ, સદ્‌વર્તન અને કરામતો તથા ઈસ્લામની ખૂબીઓથી અંજાઇ જઈ લોકો ઈસ્લામનો સ્વીકાર કરવા લાગ્યા અને જયાં કદિ તૌહિદનો અવાજ પહોંચ્યો નહોતો એવા પ્રદેશમાં આપે કલિમએ હક બુલંદ કર્યો. એટલે સુધી કે રાજાના અધિકારીઓ પણ ઈસ્લામથી પાવન થયા. થોડા સમય પછી હઝરત ખ્વાજા સાહેબે પૃથ્વીરાજને પણ ઈસ્લામની દાવત આપી, પરંતુ તેણે તે ન સ્વીકારી, એટલું નહિ પણ આપના સંદેશવાહકને તેણે દરબારમાંથી કાઢી મૂકયા.

રાજા પૃથ્વીરાજ આપની વિરુદ્ધ નિતનવી મુશ્કેલીઓ ઉભી કર્યા કરતો. એક વેળા તેણે ખ્વાજા સાહેબને અજમેરમાંથી કાઢી મૂકવાની ધમકી આપી. હઝરતને આની ખબર થઈ. આપે જલાલની હાલતમાં ઈરશાદ ફરમાવ્યો;

હું પૃથ્વીરાજને શિહાબુદીનના હાથમાં જીવતો જ સોંપી દઈશ !

અલ્લાહની કૃપાથી ખ્વાજા ગરીબ નવાઝની આ

ભવિષ્યવાણી ટૂંક સમયમાં જ સાચી ઠરી. સુલ્તાન શિહાબુદ્દીન ગોરીએ અજમેરના રાજ્ય પર હિજરી સન ૫૮૮ (ઈસ્વી સન ૧૧૯૨)માં હુમલો કર્યો. એ હુમલામાં પૃથ્વીરાજ જીવતો કેદ પકડાયો. વૃત્તાંત નિવેદકો લખે છે કે શિહાબુદ્દીન ગોરી જ્યારે ખુરાસાનમાં હતો ત્યારે તેણે એક રાત્રે ખ્વાબમાં જોયું કે હઝરત ખ્વાજા સાહેબ ઉભા છે અને ફરમાવી રહ્યા છે, "ખુદાપાક તમને હિંદુસ્તાનનું રાજ્ય અર્પણ કરનાર છે માટે તમે એ તરફ ધ્યાન આપો."*

સુલ્તાન શિહાબુદ્દીને તરાઈના યુદ્ધમાં પૃથ્વીરાજને હરાવી અજમેર અને દિલ્હી જીતી લઈ હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યનો પાયો નાંખ્યો. નવા રાજ્યની વ્યવસ્થા કરી તે હઝરત ખ્વાજા ગરીબ નવાઝની સેવામાં અજમેર ગયો, અને અત્યંત અકીદતમંદી સહિત આપને હાથે બેઅત

* સુલ્તાન શિહાબુદ્દીને પ્રથમ ૧૧૯૧ ઈસ્વીમાં અજમેરના રાજ્ય પર ચડાઈ કરેલી, પણ સ્થાનેશ્વર આગળ પૃથ્વીરાજે મુસલમાનોને સખત હાર આપી હતી. શિહાબુદ્દીનના કેટલાક સરદારો તો તેને એકલો છોડીને મેદાનમાંથી નાસી ગયા હતા. શિહાબુદ્દીન ગોરીને આ હારથી ઘણું માઠું લાગેલું. હાર પછી તેણે કોઈ દિવસ નવા કપડાં પહેર્યાં નહિ, મોજમજા ત્યાગી દીધી, કોઈ દિ'ન હરમસરા (રણવાસ)માં ગયો નહિ અને લડાઈમાંથી નાઠેલાં સરદારોનું મોં જોયું નહિ, ગઝની જઈ તેણે બીજી લડાઈ માટે ભારે તૈયારીઓ કરી. હઝરત ખ્વાજા ગરીબ નવાઝની બશારત પછી તેણે બીજી ચડાઈ કરી જેમાં તે વીજયી નીવડયો.

કરી તથા ફૈઝ અને બરકત મેળવ્યાં. હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) વર્ણવે છે કે જ્યારે શિહાબુદ્દીન અજમેર આવ્યો ત્યારે હું પણ ત્યાં હાજર હતો. ખ્વાજા સાહેબે તેને મુરીદ કર્યો અને પ્રજા સાથે ન્યાયથી વર્તવા અનેક નસીહતો ફરમાવી.

## ખ્વાજા ગરીબ નવાઝને હાથે હજારો લોકો મુસલમાન થાય છે !

સુલ્તાન શિહાબુદ્દીન ગોરીની જીત પછી પરિસ્થિતિ ઘણી બદલાઈ ગઈ અને અલ્લાહના દીનનો સંદેશ ઘરેઘર પહોંચાડવાનું કામ સરળ બન્યું. ધીમે ધીમે ખ્વાજા સાહેબના ફૈઝ અને બરકતથી હિંદુસ્તાન ઈમાનના નૂરથી પ્રકાશવા લાગ્યું. લોકો મોટી સંખ્યામાં મુસલમાન થવા લાગ્યા. જે કામ લાખો દમનકારી તલવારો બજાવી શક્તી નથી તે અવલિયા અલ્લાહના મુખેથી નીકળેલું એક વાક્ય બજાવી શકે છે. ઈસ્લામના ઉચ્ચ આદર્શો અને વ્યવહારિક જીવનમાં તેમની પ્રકૃતિગમ્ય દોરવણી ખ્વાજા સાહેબની તબ્લીગથી લોકો પર અસર કરવા માંડી. પરિણામે આ બુતપરસ્તીથી ભરેલાં દેશમાં તૌહીદના મતવાલા વધવા લાગ્યા. હર વખતે આપની બરકતવંતી સેવામાં લોકોની ઠઠ જામેલી રહેતી, ત્યાં નાતજાતનો કોઈ ભેદ નહોતો. સૌ ધર્મવાળાઓ આસ્થા સહિત આવતા અને આપનાથી ફૈઝ મેળવતા, ઈસ્લામની મહામૂલી વાતોથી પરિચિત થતા.

હઝરત ગરીબ નવાઝ લોકોને ઈન્સાન, બલકે કામિલ ઈન્સાન બનાવવા ઈચ્છતા હતા. આપે સૌને સમાનતા, સહિષ્ણુતા, એક્તા, સંપ, માનવબંધુત્વ અને હમદર્દીની તાલીમ આપી. આપે નાતજાતના ભેદભાવ વિના સૌનાં દિલોમાંથી મુહબ્બતનાં, પ્રેમનાં અને અલ્લાહ પ્રત્યેની ઊંડી આસ્થાનાં બીજ વાવ્યાં. એના કારણે જ સૌ લોકો કોઈ પણ જાતનાં ખચકાટ વિના આપની સેવામાં હાજરી આપતા. સૌને આપની અંદર સદાચાર, દયાભાવના, પ્રેમ, નિઃસ્પૃતા અને સદ્‌ભાવનાથી ભરેલ કામિલ મુઅમિનનાં દર્શન થતાં. એને લઈને જે શખ્સ આપની વાતો એક વાર સાંભળતો તેને આપના પર યકીન ચોંટી જતું, જે આપની સાથે એકાદવાર પણ વાત કરતો તે આપનો ફિદાઈ બની જતો, તેના પર આપની નિર્મળ વાતો અસર કરી જતી. આપને જોનારને ખુદા યાદ આવી જતો. મતલબ કે આપની પવિત્ર ઝાત જેમ મુસ્લિમો માટે રહમતરૂપ હતી તેમ અન્ય કોમના લોકો માટે ય એક નેઅમતરૂપ હતી. આપ કોઈ પણ જાતના ધાર્મિક ભેદભાવ કે સંકુચિત દષ્ટિને ધિક્કારતા. ફરમાવતા કે; 'સૌને એક જોવું, એક સમજવું અને એક કરવું એ તૌહીદ છે !' આપનો પંથ દુરવેશીનો હતો. દુરવેશ–સંતપુરૂષ કદી કોઈના પર બળજબરી કે દબાણ કરી પોતાની વાત નથી મનાવતો. આપે ઈસ્લામના એ ઉચ્ચ આદર્શો પર ચીવટાઈ પુર્વક અમલ કર્યો. કોઈ પણ ધર્મને માટે આપે ખરાબ શબ્દો ન ઉચ્ચાર્યા. જે કોઈ સાચા

દિલથી ઈમાન લાવતું તેને આપ દીને મુહંમદીથી પાવન કરતા. જે કોઈ મુસલમાન ન થતું તેના પ્રત્યે આપને કશો અવરોધ નહોતો. દરેક ધર્મના લોકો સાથે નમ્રતાથી વર્તતા. એને કારણે પારકા હોય કે પોતાના, સૌ આપનાથી મુહબ્બત રાખતા. આવી ખૂબીઓને પરિણામે જ પરધર્મી એવા હજારો લોકો આપનું અનુકરણ કરવા લાગ્યા અને આપે ગ્રહેલો ધર્મ એટલે કે દીને ઈસ્લામ તેમણે સ્વીકાર્યો. આપને હાથે એટલી મોટી સંખ્યામાં લોકો મુસલમાન થયા કે જેની કોઈ હદ નથી. ખઝીનતુલ અસ્ફિયામાં છે કે; "નાના મોટા હજારો લોકો અલ્લાહના આ મહબૂબની સેવામાં હાજર થઈને ઈસ્લામથી પાવન થયા, તેમ આપના મુરીદ થયા તે એટલી હદે કે હિંદુસ્તાનમાં ઈસ્લામનો ચિરાગ એ મહાન દરજાવાળા ખાનદાનના તુફેલથી રોશન થયો !" એક વેળા હઝરત ખ્વાજા ગરીબ નવાઝ દિલ્હીથી અજમેર જઈ રહ્યા હતા ત્યારે રસ્તામાં આપના હાથ મુબારક પર સાત સો માણસો મુસલમાન થયા. મતલબ કે હરપળે લોકો આપનાથી ફૈઝ પામતા.

હિંદુસ્તાનમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ને હાથે ઈસ્લામની જે ખિદમત થઈ છે તે ખરેખર અજોડ છે. એને લઈને જ આપનો લકબ–ઉપનામ 'નબી કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હિંદ ખાતેના વારસદાર !' છે. આપે નબી કરીમ સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમના માનવતા ભર્યાં ઉદ્દેશો અને તાલીમને હિંદને ખૂણે ખૂણે ફેલાવી મખ્લૂકની ભારે સેવા બજાવી.

## નબી કરીમ (સલ.)થી અપાર મુહબ્બત અને સુન્નતોની સખત પેરવી

સરવરે કાયનાત, તાજદારે મદીના, મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હઝરત ખ્વાજા ગરીબ નવાઝને અપાર મુહબ્બત હતી. આખી ઉમર ઇશ્કે ઇલાહીમાં વિમુગ્ધ અને ખોવાએલા રહેવા સાથે મુહબ્બતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના નશામાં પણ ચકચૂર રહ્યા. પોતાના ઉપદેશોમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઉલ્લેખ ઘણી જ આશિકાના રીતે કરતા. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસો વર્ણવીને ઘણા વખત રડી પડતા. એક જગાએ મલફૂઝાતમાં ફરમાવ્યું; "અફસોસ છે તે શખ્સની હાલત પર કે જે કયામતને દિને નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શરમિંદા થશે. અરે, જે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી શરમિંદા થશે તેની જગા જ ક્યાં હશે ? તે ક્યાં જશે ?" આમ ફરમાવી હાય હાય કરીને રડી પડયા.

એક વેળા હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; "હઝરત શૈખ અબુલ્લૈસ સમરકંદી (રહ.) કે

જે ફિકહમાં પોતાના સમયના ઈમામ હતા, લખે છે કે આસમાન પરથી દરરોજ બે ફરિશ્તા ધરતી પર ઉતરે છે. એક ફરિશ્તો કા'બા શરીફની છત પર ઉભો રહીને ઉંચે અવાજે સાદ દે છે કેં, હે તમામ માનવીઓ અને જિન્નાત! સાંભળો અને સમજી લો કે જે શખ્સ ખુદાપાકનો ફર્ઝ અદા નથી કરતો તેને ખુદાપાક પોતાની પનાહ અને આસરાની બહાર કાઢી મૂકે છે. (એટલે કે તે ખુદાપાકની પનાહમાં કે તેના આસરામાં રહેતો નથી.) અને બીજો ફરિશ્તો, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝા મુબારકની છત પાસે ઉભો રહીને સાદ દે છે કે, હે તમામ માનવીઓ અને જિન્નાત ! સાંભળો અને સમજી લો કે જે શખ્સ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો અદા ન કરે અને તેમના પ્રત્યે બેદરકારી રાખે તે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅતથી વંચિત રહેશે.'' (એટલે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની શફાઅતનું સદ્ભાગ્ય તેને મળશે નહિ.) આમાં ફર્ઝ અને સુન્નત અમલોની ઘણી જ તાકીદ છે, અને તેમને છોડી દેનારને સખત ચેતવણી અપાઈ છે.

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે કે, એક વેળા અમે અમારા મહાન મરતબાવાળા પીરો મુર્શિદ હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી (રહ.) પાસે બેઠા હતા. મગરિબની નમાઝનો વખત થયો એટલે ખ્વાજા

સાહેબ તાજું વુઝૂ કરવા લાગ્યા. વુઝૂ કરતાં કરતાં આંગળીઓમાં ખિલાલ કરવાને ચૂકી ગયા. એટલામાં ગેબી ફરિશ્તાએ યાદ અપાવી, અને આપના કાન મુબારકમાં કહ્યું; "હે મહાન મરતબાવાળા! અમારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દોસ્તીનો દાવો કરો છો અને તેમના ઉમ્મતી કહેવાઓ છો ને તેમની સુન્નત ભૂલી જાઓ છો ?" ખ્વાજા સાહેબે પોતાની ભૂલ જોઈ; અને કસમ ખાધા કે ઈન્શાઅલ્લાહ, હવે પછી સુન્નતોને ઝિંદગીપર્યંત છોડીશ નહિ.

ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે કે, એક વખત મેં ખ્વાજા ગરીબ નવાઝને અત્યંત ચિંતાતુર જોઈ નમ્રતાપુર્વક અરજ કરી કે, "હઝરત ! શું બાબત છે ?" આપ (રહ.)એ ફરમાવ્યું કે, "જે દિવસથી આંગળીઓમાં ખિલાલ કરવાનું છૂટી ગયું તે દિવસથી જ મને ચિંતા છે કે કાલે કયામતના દિવસે હું, સર્વ કાયનાતના અગ્રેસર મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શું મોં બતાવીશ !" *

---

* અલ્લાહ ! અલ્લાહ ! ! સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કેવી પેરવી કે એક સુન્નતે ગેરમુઅક્કદા ક્રિયા ભૂલથી છૂટી ગઈ છતાં કેટલી ચિંતા અને કેટલો અફસોસ ! આજે આપણી હાલતને એ બુઝુર્ગોના અમલની કસોટીએ કસી જોઈએ. અફસોસ ! આપણે કેટલા ઓછા ઉતરીએ છીએ ? !

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)નું આખું જીવન સુન્નતોની પેરવીથી ભરપુર હતું. વળી આપ ભારે રિયાઝત–તપસ્યા કરતા. રાત્રે ઘણી ઓછી ઊંઘ લેતા. મોટે ભાગે આખી રાત ઈબાદત કરતા રહેતા. રાત્રે ઈબાદતમાં એટલા મશ્ગૂલ રહેતા કે ઈશાના વુઝૂથી ફજરની નમાઝ અદા કરતા. કલામે પાકથી પણ ઘણી મુહબ્બત હતી. કલામે પાક દિવસે એક વાર અને રાત્રે એક વાર એમ ચોવીસ કલાકમાં બે વાર પૂરું કરતા. રિયાઝતના શરૂઆતના દિવસોમાં જયારે પ્રવાસમાં હોતા ત્યારે કોઈ શહેરમાં જવાનું થતું તો તે શહેરના કબ્રસ્તાનમાં મુકામ કરતા, પણ જયારે લોકોને આપના મુકામની ખબર પડી જતી ત્યારે આપ ત્યાં વધુ ન થોભતા, બીજા શહેર તરફ ચાલ્યા જતા.

## ખ્વાજા સાહેબના ઉત્તમ અખ્લાક અને સાદી રહેણી કરણી

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ ઘણા જ નમ્ર અને ધીરજવાળા હતા. ખરેખર એક મુઅમિન અને દુરવેશના તો એ જ ગુણ હોય છે, આપ (રહ.)માં આ ગુણ પરાકાષ્ટાએ હતા. એક વાર એક શખ્સ હઝરત ખ્વાજા સાહેબ (રહ.)ને કતલ કરવાને ઈરાદે આપની પાસે આવ્યો. આપને અંતર પ્રકાશથી એની જાણ થઈ ગઈ. જયારે તે માણસ નજીક આવ્યો ત્યારે આપ તેની સાથે

અત્યંત નમ્રતાથી વર્ત્યા અને પાસે બેસાડી ફરમાવ્યું કે, "તમે જે ઈરાદે આવ્યા છો તે પૂરો કરો." આ સાંભળતાં જ તે શખ્સ કાંપવા માંડયો, અને ગદગદિત્ થઇ અરજ કરી કે, "મને લાલચ આપી આપને હલાક કરવા માટે મોકલવામાં આવ્યો છે." આમ કહી તેણે પોતાની પાસે છુપાવેલ ચાકુ કાઢયું અને સામે નાખી દીધું. એ પછી આપના કદમ મુબારકમાં પડી તે કહેવા લાગ્યો, "આપ મને મારા નીચ કૃત્યની જરૂર સજા આપો ! બલ્કે મને પૂરો જ કરી દો." હઝરત ખ્વાજા ગરીબ નવાઝે ફરમાવ્યું; "અમારી દુરવેશોની તો એ જ રીત છે કે કોઇ બદી કરે તોય તેની સાથે અમે ભલાઈથી વર્તીએ છીએ. તમે તો મારી સાથે કોઇ ગેરવર્તણૂક નથી કરી." આમ કહી આપ (રહ.)એ તેને માફી આપી અને દુઆઓ દીધી. વળી તેને તાકીદ કરી કે, "તમને જે માણસે આ કામ માટે મોકલ્યા હોય તેમનું નામ કોઇને જાહેર કરશો નહિ. કેમકે કોઇની એબ કે ભેદ છુપો રાખવો જ સારો છે." આપ (રહ.)ના આવા ઉદાર વર્તનથી તે શખ્સ પર ઘણી અસર થઇ પછી તો તે હઝરતની સેવામાં રહેવા લાગ્યો. હઝરત ખ્વાજા ગરીબ નવાઝની દુઆની બરકતથી તેને ૪૫ વાર કા'બા શરીફની હજ નસીબ થઇ, અને ત્યાંની પવિત્ર ભૂમિમાં જ તે ગુજરી ગયો.

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પડોશીઓ સાથે ઘણું સારું

વર્તન રાખતા. અવારનવાર તેમની ખબર લેતા અને તેમનાં દુઃખ દૂર કરવાની કોશિશ કરતા. ખાસ કરીને ગરીબો, મોહતાજો અને વિધવાઓ પ્રત્યે ઘણી લાગણી રાખતા. જ્યારે કોઇ ગુજરી જતું ત્યારે જનાઝા સાથે જરૂર જતા. જનાઝાની નમાઝ અને દફનક્રિયા પછી જ્યારે બધા લોકો ઘરે પાછા ફરતા ત્યારે, આપ (રહ.) એકલા મર્હુમની કબર પાસે બેસતા અને તેના હકમાં દુઆ ગુઝારતા. આપના મુરીદ અને હિંદના મશ્હૂર વલીયુલ્લાહ હઝરત ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે કે, ‘‘એક વેળા આપનો એક પડોશી ગુજરી ગયો. આપ પોતાની હમેશની રીત મુજબ તેના જનાઝા સાથે કબર સુધી ગયા. લોકો દફનાવીને જ્યારે પાછા ફર્યા ત્યારે હઝરત ખ્વાજા સાહેબ (રહ.) કબર આગળ થોભી ગયા. મેં જોયું કે આપના ચેહરા મુબારકનો રંગ એકાએક બદલાઇ ગયો. ફરી મૂળ સ્થિતિ પર આવી ગયો, અને આપ 'અલ્હમ્દુલિલ્લાહ !' કહેતાં ઉઠયા. મેં આનું કારણ પૂછયું ત્યારે આપે ફરમાવ્યું કે, ‘‘કબરમાં અઝાબના ફરિશ્તા આવ્યા હતા પણ તુરત તે જતા રહ્યા અને અલ્લાહની રહમત ઉતરી.’’ જ્યારે જ્યારે કબર વિષે વાત આવતી ત્યારે આપનું હૃદય ભરાઇ આવતું, આપ રડવા લાગતા. કદી કદી તો ચીખો મારીને રડી પડતા !’’

આપનું મન બહુ ઉદાર હતું. કોઇ ભૂલ કરતું તો આપ

તેને માફી બક્ષતાં. એકવાર હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પોતાના એક મુરીદ શૈખ અલી સાથે ક્યાંક જઈ રહ્યા હતા. રસ્તામાં એક માણસ મળ્યો. શૈખ અલી પાસે તેના થોડા પૈસા લેણા હતા. તેણે તો શૈખ અલીને પકડી કહ્યું; "મારા પૈસા આપી દો, નહિ તો અહીંથી જવા નહિ દઉં !" ખ્વાજા સાહેબે કહ્યું; "ભાઈ, એમને થોડા દિવસની મુદત આપો. એ તમારા પૈસા ચૂકવી દેશે !" પણ તેણે ન માન્યું. આપ કંઈક નારાજ થયા અને પોતે ઓઢેલી ચાદર ભોંયે ફેંકી દીધી, અલ્લાહની કુદરતથી ચાદર સોના–ચાંદીના સિક્કાઓથી ભરાઈ ગઈ. ખ્વાજા સાહેબે પેલા માણસને ફરમાવ્યું; "તારા જેટલા પૈસા નીકળતા હોય તેટલા લઈ લે !" તે માણસ રૂપિયાનો ઢગલો જોઈ લલચાયો અને પોતાના નીકળતાં નાણાં કરતાં વધુ લેવાનો વિચાર કરી તેણે ચાદરમાં હાથ નાખ્યો. તેનો ઈરાદો ખરાબ હોવાથી તેનો હાથ તુરત સુકાઈ ગયો, અને તેને અનહદ તકલીફ થવા લાગી ! તે રડતાં રડતાં માફી માંગવા લાગ્યો. જો કે થોડીક પળ પહેલાં જ તે ખ્વાજા સાહેબ સાથે બદતમીઝીથી વર્ત્યો હતો અને આપનું કહેવું માન્યું ન હોતું છતાં આપે તેને માફ કરી દીધો, અને તેનો હાથ સાજો કરવા માટે ખુદાપાકથી દુઆ યાચી તો તેનો હાથ સાજો થઈ ગયો !

હઝરત ખ્વાજા ગરીબ નવાઝનો પહેરવેશ હાથે સીવેલો, અત્યંત સાદો અને દુરવેશીભર્યો હતો. આપ બેવડા

સૂતરના જાડાં કપડાં પહેરતા. જ્યારે કોઈ કપડું ફાટી જતું ત્યારે જે રંગનું કપડું મળી આવતું, પોતાને હાથે થીંગડું મારી લેતા. આપનો ખોરાક પણ તદ્દન સાદો હતો. પાણીમાં ભીંજવેલા સૂકા રોટલા પણ ખાઈ લેતા. છતાં કોઈ ફકીર કે મોહતાજ આપના દરવાજેથી પાછો ન જતો. હઝરત ખ્વાજા કાકી (રહ.) ફરમાવે છે કે; "હું વર્ષો સુધી આપની સેવામાં રહ્યો પણ મેં કદી કોઈ માંગનારને આપને બારણેથી ખાલી હાથે પાછો જતાં જોયો નથી." મોટા તાજધારીઓ, રઈસો કે અન્ય લોકો તરફથી જે કાંઈ ભેટ તરીકે આવતું તેમાંથી કાંઈ જ પાસે ન રાખતા. સઘળું ગરીબો અને મોહતાજોને વહેંચી દેતા. વળી આપનાં રસોડામાં તમામ મુલાકાતીઓ, ગરીબો અને હાજતમંદો ખાઈ રહે એટલું ખાણું રોજ તૈયાર થતું. રસોડાનો વ્યવસ્થાપક આપની પાસે આવી અદબપુર્વક ખર્ચની માંગણી કરતો. આપ મુસલ્લો ઉઠાવીને ફરમાવતા; "આજે ખર્ચ માટે જરૂર હોય એટલાં નાણાં લઈ લો !" તે યોગ્ય રકમ લઈ લેતો, અને ખાણું રંધાવી ગરીબોને વહેંચી દેતો.

ખ્વાજા ગરીબ નવાઝ ઘણા નમ્ર હતા અને નમ્રતાને પસંદ કરતા. સામેવાળાને સલામ કરવામાં આપ પહેલ કરતા. લોકો સાથે ઘણી ભલાઈ અને મિલનસારીથી વર્તતા.

હઝરતને પોતાના ખલીફાઓ અને મુરીદો સાથે પણ અસાધારણ મુહબ્બત હતી. આપ ઘણા હેતથી તેમને

બાતિની શિક્ષણ આપતા, અને કાળજીપૂર્વક, સાચા દુરવેશ બનવાની તાલીમ દેતા. આપના ખલીફા હઝરત ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.)–કે જે આપના હુકમથી દિલ્હીમાં રહી લોકોની સેવા કરતા હતા તેમને મળવા માટે આપ જાતે ઘણા વખત દિલ્હી ગયા હતા. ખ્વાજા ગરીબ નવાઝ તબ્લીગ માટે સફર પણ ખેડતા. દૂર દૂર સુધી જઈને ઈસ્લામનો સંદેશ પહોંચાડતા. પરિણામે લોકો મોટી સંખ્યામાં આપની વાણી અને બરકતનો લાભ પામતા.

## "ખ્વાજા સાહેબ તો ખરેખર ગરીબ નવાઝ છે !"

એક વેળા એક ગરીબ ખેડૂત, હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ની સેવામાં હાજર થયો. ગરીબાઈને લઈ તેની દશા દયાજનક હતી. તેની પાસે થોડીક જમીન હતી, જેમાં ખેતી કરી તે પોતાનાં બાળ બચ્ચાનું ભરણપોષણ કરતો. કોઈક કારણસર તેની જમીનનો પાક સરકારી માણસોએ જપ્ત કર્યો. પરિણામે તે ખેડૂત નિરાધાર થઈ દરિદ્ર દશામાં ખ્વાજા સાહેબની પવિત્ર સેવામાં હાજર થયો ને અરજ કરી; "હે શૈખ ! મારી ખેતીની ઉપજ સરકારી માણસોએ જપ્ત કરી છે. તેઓ કહે છે કે જ્યાં સુધી સરકારી હુકમ નહિ લાવો ત્યાં સુધી એમાંથી તમને કાંઈ જ મળશે નહિ. હવે તો આપ કાંઈ મદદ ફરમાવો તો મુજ રંકનું કામ

બને. મારી રોજીનું સાધન તો ફકત ખેતી જ છે, એના વિના મારું ગુજરાન ચલાવવાનું કોઇ સાધન નથી.'' ખ્વાજા સાહેબે ફરમાવ્યું, ''સત્તાવાળાઓ શું કરવા ઇચ્છે છે ?'' ખેડૂતે અરજ કરી; ''હુઝૂર, તેઓ તો કહે છે કે સુલ્તાન જે હુકમ આપશે તેના પર અમલ થશે !'' આપે ફરમાવ્યું; ''જો કાયમી સહુલતનો હુકમ મળી જાય તો હમેશ માટે તમારી મુશ્કેલી ટળી જાય !'' ખેડૂતે પુનઃ અરજ કરી; ''હુઝૂર, આપ હઝરત ખ્વાજા કાકી (રહ.) પર સિફારિશી ચીઠ્ઠી લખી આપો તો કાયમી કે વચગાળાની સહુલત મળી જશે.'' થોડીવાર વિચાર કર્યા પછી ખ્વાજા સાહેબે ફરમાવ્યું; ''સિફારિશથી તમારું કામ જો કે સહેલાઇથી બની જશે, પણ અલ્લાહ તઆલાએ મને સેવાના કામ માટે નિયુક્ત કર્યો છે. તમે મારી સાથે દિલ્હી ચાલો, હું તમારા કામ માટે જાતે દિલ્હી આવું છું.''

એ પછી આપ ખેડૂતને લઇ દિલ્હી ગયા. એ વખતે દિલ્હીની ગાદી પર સુલ્તાન શમશુદ્દીન અલ્તમશ રાજય કરતો હતો. આપે દિલ્હી આવવાની ખબર કોઇને ય આપી ન હોતી. સંજોગોવસાત રસ્તામાં એક શખ્સ મળ્યો. તેણે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને આપના આગમનની જાણ કરી દીધી. ખ્વાજા કાકી (રહ.)ને આપના આવા ઓચિંતા આગમનથી ઘણી નવાઇ લાગી. દિલ્હીના સુલ્તાન શમશુદ્દીન અલ્તમશને પણ ખબર પડી ગઇ કે

ખ્વાજા અજમેરી (રહ.) દિલ્હી પધારે છે. તેણે લશ્કર સાથે ઘણી અકીદતમંદી સહિત આપનું સ્વાગત કર્યું.

દિલ્હીમાં પધાર્યા પછી ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)એ આપની સેવામાં અરજ કરી કે, "જાણ કર્યા વિના આમ એકાએક પધારવાનું શું કારણ હશે !" ખ્વાજા અજમેરી (રહ.)એ પેલા ગરીબ ખેડૂત તરફ ઈશારો કરી ફરમાવ્યું, "આ ભાઈના કામ માટે આવ્યો છું." આમ ફરમાવી કામની વિગત કહી. ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)એ અરજ કરી; "હઝરતના સેવકોમાંથી કોઈને ય હઝરત હુકમ ફરમાવત તો સુલ્તાન કને જઈ એનું કામ કરાવી આપત." આપે ઈરશાદ ફરમાવ્યો; "એ ખરું; પણ મુસલમાન ઝિલ્લત અને ગરીબીના સમયે ખુદાની રહમતની નજીક હોય છે. જયારે એ શખ્સ મારી પાસે આવ્યો ત્યારે ઘણો ચિંતાતુર અને પરેશાન હતો. મેં મુરાકબામાં બેસી ખુદાપાકના દરબારમાં એ ખેડૂત સંબંધી દોરવણી યાચી. ખુદાપાકનો ઈરશાદ થયો; "બીજાનાં દુઃખ અને ગમમાં ભાગ લેવો એ ખરેખરી બંદગી છે !" આવા ગરીબ અને લાચાર માનવીની સેવા કરવી એમાં ખુદાપાકની ખુશ્નુદી છે. એમાં ખુદાની ખરેખરી બંદગી છે. હું એ બંદગીના લાભથી પોતાને વંચિત કરવા ન હોતો ઈચ્છતો એટલે પોતે એના કામ અર્થે અહીં સુધી આવ્યો છું."

અંતે પેલા ગરીબ ખેડૂતને કાયમી સહુલતનો હુકમ

મળી ગયો. તે ખ્વાજા સાહેબને દુઆ દેવા લાગ્યો અને કહેવા લાગ્યો; "ખ્વાજા સાહેબ તો ખરેખર, ગરીબ નવાઝ છે !"

## ઉર્દૂનો જન્મ

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ મોટે ભાગે ફારસી ભાષા બોલતા. જ્યારે અજમેરના લોકોની સ્થાનિક ભાષા મારવાડી હતી. વળી હિંદના જુદા જુદા ભાગોમાં જુદી જુદી સ્થાનિક ભાષાઓ બોલાતી હતી; પરંતુ તબ્લીગી જરૂરિયાતોને લઈને હઝરત ખ્વાજા સાહેબના સમયથી જ એક નવી ભાષા : ઉર્દૂનાં પગરણ મંડાયાં, અને ફારસી તથા હિંદી ભાષાઓના સુમેળથી એ ભાષા અસ્તિત્ત્વમાં આવી. પાછળથી ધીમે ધીમે એનો ઘણો વિકાસ થયો. એટલે સુધી કે તે હિંદની અગત્યની ભાષા તરીકે વ્યાપક અને મહત્ત્વની થઇ પડી.

## "નમાઝ કદી ન છોડશો !"

ખ્વાજા ગરીબ નવાઝ હઝરત મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)એ નમાઝની અત્યંત મહત્ત્વતા જણાવીને તેને અદા કરવા પર ખાસ ભાર મૂક્યો છે. આપે ફરમાવ્યું; "જેણે નમાઝથી બેપરવાઈ કરી તેણે દીને ઈસ્લામને ખરાબ કર્યો. "એક સ્થળે ફરમાવ્યું; "માણસ નમાઝ દ્વારા જ અલ્લાહના નઝદીક પહોંચી શકે છે. તે વિના નહિ !"

ખ્વાજા સાહેબે માત્ર નમાઝ અદા કરવા ઉપર જ નહિ, પણ તેને સારી રીતે અને અરકાનો સહિત અદા કરવા ફરમાવ્યું છે. આપે ફરમાવ્યું; "નમાઝનો હક અદા કરનારને ઘણા ફાયદા પહોંચે છે. જે નમાઝનો હક અદા નથી કરતો તથા નમાઝના અરકાનોનું બરાબર ધ્યાન નથી રાખતો તેની નમાઝ ફરિશ્તા ઉપર લઈ જાય છે તો તેને માટે આસમાનના દરવાજા ખુલતા નથી. પછી હુકમ આવે છે કે એની નમાઝ અહીંથી લઈ જાવ, અને એને પઢનારના મોં પર મારો! પરિણામે નમાઝ કહેવા માંડે છે કે, અફસોસ ! તેં મને બરબાદ કરી." આપે ફરમાવ્યું; "નમાઝ અલ્લાહની અમાનત છે, જે અલ્લાહે બંદાઓને સોંપેલી છે. એટલે બંદાઓ માટે જરૂરી છે કે એ અમાનતમાં કોઈ પ્રકારની ખિયાનત ન કરે ! (એટલે કે તેને છોડે નહિ અને ન તો બેદરકારીથી પઢે.)"

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) ફરમાવે છે કે મેં મારા પીરો મુર્શિદ હઝરત ખ્વાજા ઉસ્માન હારૂની (રહ.)ની ઝુબાન મુબારકથી સાંભળ્યું છે કે, "કાલે કયામતને દિવસે જે જે અંબિયા, અવલિયા અને મુસલમાન નમાઝની ઝિમ્મેદારીથી છૂટયા તેમનો બેડો પાર થયો સમજવો ! અને જે નમાઝની ઝિમ્મેદારીથી ન છુટયા તે દોઝખની જવાળાઓમાં સપડાશે !"

વળી હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) ફરમાવે છે

કે એક વેળા શામ દેશ નજીક આવેલા એક શહેરમાં કે જેનું નામ મને યાદ નથી, હું ગયો. એ શહેરની બહાર એક ગુફા હતી. એ ગુફામાં એક બુઝુર્ગ રહેતા હતા. લોકો તેમને 'પહાડના શૈખ' મુહંમદ અલ્વાહિદ અઝીઝી કહેતા. તે એટલા દુબળા હતા કે શરીરનાં હાડકે હાડકાં દેખાતાં હતાં. હું ગયો ત્યારે તે મુસલ્લા પર બેઠા હતા અને બે વાઘ તેમની પાસે ઉભા હતા. હું બુઝુર્ગ પાસે ગુફામાં જવાનો વિચાર જ કરતો હતો એવામાં તે બુઝુર્ગની નજર મારા પર પડી અને મને બુમ મારી કે; "ચાલ્યા આવો, ડરશો નહિ !" હું તેમની પાસે જઈને અદબપૂર્વક બેસી ગયો. બુઝુર્ગે મને ફરમાવ્યું; "જો તમે કોઈને દુઃખ દેવાની ઈચ્છા નહિ રાખો તો તમને પણ કોઈ દુ:ખ દેવાનો ઈરાદો કરશે નહિ. જે શખ્સના દિલમાં ખુદાનો ખોફ હોય છે તે શખ્સથી દરેક બીએ છે. પછી વાઘની શી મજાલ છે કે એ તેનાથી ન ડરે ? !"

તેમણે આવી આવી ઘણી વાતો કરી. પછી મને પૂછયું; "કયાંથી આવો છો ?" મેં કહ્યું; "બગદાદથી." એ સાંભળી તે બોલ્યા; "ભલે પધાર્યા. દુરવેશોની સેવા કરતા રહો, જેથી તમને પણ બુઝુર્ગી મળશે. મારી વિતક સાંભળો ! મને આ ગુફામાં વરસો વીતી ગયાં. તમામ મખ્લૂકથી અલગ થઈને આ ખૂણામાં આવીને પડયો છું, અને ત્રીસ વરસથી એક વાતની બીકથી હમેશા રડયા કરું

છું. રાત દિવસ રડવામાં જ પસાર થાય છે ?'' મેં અરજ કરી કે; ''હઝરત! એવી તે કઈ બાબત છે ?'' ફરમાવ્યું; ''તે નમાઝ છે. જયારે હું નમાઝ પઢું છું ત્યારે ખૂબ સંભાળ રાખું છું અને ડરૂં છું કે નમાઝની જે જે શરતો છે તેમાંથી જો એકાદ પણ છૂટી જશે તો બધી મહેનત નકામી જશે ! અને એક પળમાં બધી ઈબાદત મોઢા પર મારી દેવાશે. હે દુરવેશ ! તેં જો પોતાને નમાઝના હકથી ભારમુક્ત કરી લીધો તો ખરેખર મોટું કામ કર્યું. નહિ તો આખી ઉમર ગફલતમાં ખોઈ, અને બધું બરબાદ કરી દીધું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, નમાઝ છોડવી અલ્લાહના નઝદીક સૌથી મોટો ગુનાહ છે.'' એ પછી ફરમાવ્યું; ''તે શખ્સ માટે દોઝખ છે, જે નમાઝની શરતો પૂરેપૂરી અદા નથી કરતો અને તેનો હક બરાબર નથી બજાવતો. સમયસર પઢવાને બદલે સમય વીતી જાય છે ત્યારે તે પઢે છે, તમે મારામાં જે એકલાં હાડચામ જૂઓ છો તેનું કારણ પણ એ જ છે કે મેં નમાઝનો હક બરાબર અદા કર્યો છે કે નહિ તેની મને હરહંમેશ ચિંતા રહે છે !'' જયારે તે બુઝુર્ગ આ ફરમાવી ચૂક્યા ત્યારે એક સફરજન જે તેમની પાસે પડયું હતું તે મને આપ્યું અને પછી ફરમાવવા લાગ્યા : ''નમાઝ બહુ મોટી જવાબદારી છે. જો એ જવાબદારીમાંથી તું સહીસલામત પાર ઉતર્યો તો બધી જવાબદારીઓમાંથી પોતાને પાર ઉતરેલો માનજે. નહિ તો કાલે કયામતના દિવસે તું એવો શરમિંદા થઈશ કે

કોઈને મોં બતાવી શકીશ નહિ.'' એ પછી તે બુઝુર્ગ રડી પડયા અને બોલ્યા, ''હે દુરવેશ ! નમાઝ દીનનો સ્થંભ છે, અને નમાઝના અરકાન નમાઝના સ્થંભ છે ! જ્યાં સુધી થાંભલા બરાબર ઉભા રહેશે ત્યાં સુધી ઘર પણ કાયમ અને સલામત રહેશે, અને જ્યારે થાંભલા ગબડી પડશે ત્યારે ઘર પણ પડી જશે.'' દીને ઈસ્લામનો સ્થંભ નમાઝ છે, એટલે નમાઝના ફરજો, સુન્નતો અને રુકૂઅ સિજદામાં જેનાથી ખલલ પડી (એટલે કે તે બરાબર અને યોગ્ય રીતે અદા ન થયા) તો તેના દીન અને ઈસ્લામમાં દોષ આવ્યો. વાસિઆ શર્હે સલાત મસઉદીમાં ઈમામ ઝાહિદ (રહ.)એ લખ્યું છે કે ખુદાપાકે જેટલો નમાઝ વિષે ભારપુર્વક હુકમ ફરમાવ્યો છે તેટલો બીજી કોઈ ઈબાદત વિષે નથી ફરમાવ્યો.

**'કયામતમાં નબી કરીમ (સલ.) નમાઝ છોડનારથી નારાજ થશે !'**

વળી ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) વર્ણવે છે, કે હઝરત ઈમામ જઅફર સાદિક રદિયલ્લાહુ તઆલા અન્હુએ ફરમાવ્યું છે, કે અલ્લાહ તઆલાએ કુર્આન મજીદમાં ઠેરઠેર બંદાઓને ઘણી નસીહતો ફરમાવી છે. જે કેટલીક જગાએ તારીફની રીતે, તો કેટલીક જગાએ ઉત્તેજન આપીને અને કેટલીક જગાએ ચેતવણીરૂપે છે, પરંતુ એ

નસીહતોમાં સાતસો જેટલી જગાએ એ જ નસીહત છે, કે નમાઝ કાયમ કરો, કેમ કે એ દીનનો સ્થંભ છે. વળી ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે તફસીરે મઅરૂફ કરખીમાં લખ્યું છે, કે કયામતમાં દુનિયાનો હિસાબ પચાસ જેટલાં સ્થળોમાં પચાસ વસ્તુઓ વિષે પૂછપરછ થશે. જો બંદો ઈમાન વડે બધી શરતો અને નિયમો સહિત અલ્લાહની પૂછકથી છૂટી શક્યો તો બહુ સારૂ ! નહિ તો ત્યાંથી જ તેને દોઝખમાં મોકલી દેવામાં આવશે. એ વિના બીજી એક જગાએ પણ તેને ઉભો કરવામાં આવશે, જ્યાં તેને નમાઝ અને તમામ ફરજો વિષે પુછપરછ થશે. વળી હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો વિષે પણ તેને પૂછાશે. જો તે સુન્નતો અદા કરવામાં પણ પૂરો ઉતર્યો તો ઠીક, નહિ તો નક્કી કરાએલા ફરિશ્તાઓ તેને અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રૂબરૂ લઈ જશે અને અરજ કરશે કે આ શખ્સ આપનો ઉમ્મતી છે. એ આપની સુન્નતો અદા નહિ કરવા બદલ દોષિત છે !

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) જ્યારે આ બોધવચનો વર્ણવી ચૂક્યા ત્યારે હાય હાય કરીને રડવા લાગ્યા, અને ફરમાવ્યું કે અફસોસ છે તે શખ્સનો કે જે કાલે કયામતને દિવસે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે શરમિંદા થશે ! તે વખતે તેનું ઠેકાણું ક્યાં હશે, જે આપ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમની રૂબરૂ શરમિંદગી ઉઠાવશે ?

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું, કે સાલિક (અલ્લાહ સાથે સંબંધ જોડનાર) આજિઝી અને નમ્રતાપુર્વકની તથા અલ્લાહના ભય સહિતની નમાઝ વિના ખુદાની નઝદીકી પામી શકતો નથી. 'નમાઝ મુઅમિનની મેઅરાજ છે !' એ હદીસ શરીફ અનુસાર એક વેળા હઝરતે ફરમાવ્યું, "જયારે તે (મુઅમિન) નમાઝ પઢે ત્યારે એવી રીતે પઢે જાણે અન્વાર–તજલ્લી પ્રત્યક્ષ જોઇ રહ્યો હોય !"

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) કઠિન રિયાઝત–તપસ્યા કરતા. ઘણા વખત આપના ઉપર જમાલ (અન્વારે ઈલાહી) છાઇ જતાં. એ સમયે આપ તેમાં એટલા ગરકાવ અને બેખબર થઇ જતા કે આ જગતની કાંઇ ખબર ન રહેતી. જયારે નમાઝનો સમય થતો ત્યારે આપના ખલીફા હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર (રહ.) અને શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.) આપની સામે અદબપૂર્વક ઉભા રહેતા અને ઉંચે અવાજે અસ્સલાત ! અસ્સલાત ! ! બોલતા, હઝરતને એની કાંઇ ખબર ન પડતી. તેઓ ફરીથી આપની પાસે ઉભા રહી આપના કાનમુબારકમાં 'અસ્સલાત ! અસ્સ્લાત ! !' કહેતા, છતાં એનાથી ય હઝરત ખ્વાજા ગરીબ નવાઝની બેખુદી પર કાંઇ અસર ન થતી, અને આપ ધ્યાનમગ્ન જ રહેતા. આખરે તેઓ ખ્વાજા

સાહેબનો ખભો પકડીને હલાવતા ત્યારે આપ આંખો ખોલતા અને ફરમાવતા; "શરીઅતે મુહંમદીના પાલન વિના છુટકારો નથી. સુબ્હાનલ્લાહ ! હું ક્યાં હતો અને મને ક્યાં લાવ્યા ?" એ પછી હઝરત તાજું વુઝૂ કરતા અને નમાઝ અદા કરતા.

## ખ્વાજા સાહેબની જલાલભરી નજરોથી પથ્થરો ખાક થઇ જતા !

વળી હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) ઉપર જલાલી હાલત છવાઈ જતી ત્યારે આપ હુજરા મુબારકનો દરવાજો બંધ કરી યાદે ઈલાહીમાં મશ્ગૂલ થઈ જતા. એ સમય દરમિયાન હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) અને શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.) આપના હુજરાના દરવાજા સામે પથ્થરોનો ઢગ ખડકી દેતા અને એ પથ્થરોની ઓથે બેસીને હુજરા પાસે હાજર રહેતા. જયારે નમાઝનો વખત થતો ત્યારે હુજરા મુબારકમાંથી ખ્વાજા સાહેબ બહાર નીકળતા. પેલા પથ્થરોના ઢગ પર આપની નજર પડતી કે તુરત આપની નજરના જલાલ–પ્રતાપથી પથ્થરો રાખ થઈ જતા એ પછી ખ્વાજા સાહેબ નમાઝ માટે આગળ વધતા અને ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) અને શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.) આપની પાછળ મુક્તદી બની જતા. આ રીતે હઝરતની ઈમામત હેઠળ નમાઝ અદા

થતી. જ્યારે નમાઝ પૂરી થવા આવતી ત્યારે છેલ્લા કઅદામાં તશહ્હુદ અધૂરું મૂકીને હઝરત ગરીબ નવાઝ સલામ ફેરવે તે પહેલાં ખ્વાજા કાકી (રહ.) અને ખ્વાજા નાગોરી (રહ.) જાતે સલામ ફેરવી લઈ ત્યાંથી તુરત હટી જતા* અને બીજી જગાએ જઈ છુપાઈ જતા કે ક્યાંક હઝરતની જલાલ–પ્રતાપભરી નજરોથી હલાક ન થઈ જવાય !

## "જે નમાઝ નથી પઢતો તેનામાં ઇમાન નથી !"

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું કે મને તે હદીસ યાદ છે, જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે, "ફર્ઝ નમાઝ તેના સમય પર પઢવામાં ઈચ્છાપુર્વક એટલો વિલંબ કરવો કે વખત વીતી જાય અને બે નમાઝ સાથે પઢી લેવાય તો એ સૌ ગુનાહોથી મોટો ગુનાહ છે."

એ પછી ખ્વાજા સાહેબે ફરમાવ્યું, કે હું એક દિવસે ખ્વાજા ઉસ્માન હારૂની નવ્વરલ્લાહુ મરકદહુની

* અહીં તશહ્હુદનો અર્થ અત્તહિય્યાત, દુરૂદ શરીફ અને દુઆ એમ ત્રણે વસ્તુ છે. ઈમામના સલામ ફેરવ્યા પહેલાં મુક્તદીનું કોઈ સખત કારણસર સલામ ફેરવી લેવું જાઈઝ છે. –દુર્રે મુખ્તાર

મજલિસમાં બેઠો હતો. તે માનવંત ફરમાવવા લાગ્યા કે, હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે કે, એક વેળા હુઝૂર નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, "હું તમને મુનાફિકોની નમાઝથી પરિચિત કરું કે તે કેવા પ્રકારની હોય છે ?" સહાબાઓએ અરજ કરી; "બેશક, યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ અમને તે જણાવો !"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે, જે શખ્સ અસરની નમાઝ પઢવામાં ઈરાદાપૂર્વક એટલું મોડું કરે કે સૂરજનો પ્રકાશ બદલાય જાય અને તેનું તેજ ઝાંખું પડી જાય તો તે શખ્સ ગુનેહગાર છે. (ઈચ્છાપુર્વક નમાઝમાં મોડું કરી તેણે નમાઝ સાથે મુનાફિકપણું કર્યું છે !)

સહાબાઓએ અરજ કરી કે; "યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! એનો સમય નક્કી કરી આપો !" આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; "સૂરજ બરાબર પ્રકાશિત રહે અને તેનો તડકો પીળો ન થઈ જાય ત્યાં સુધી અસરની નમાઝનો વખત છે." મતલબ કે નમાઝ પઢવામાં ઈચ્છાપુર્વક વિલંબ કરવાથી મોટો ગુનાહ થાય છે. પછી ખ્વાજા સાહેબે ફરમાવ્યું કે મેં તફસીરે મહબૂબે કુરૈશીમાં એમ લખેલું જોયું છે કે જે શખ્સ પાંચેય નમાઝો તેમના વખત પર જ પઢતો રહે છે, તેની આગળ

કયામતને દિવસે એ નમાઝો માર્ગદર્શન બનીને ચાલશે. વળી ફરમાવ્યું કે જે શખ્સ નમાઝ નથી પઢતો તેનામાં ઈમાન નથી* જેમ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પવિત્ર ઈરશાદ છે; 'જેઓ નમાઝી છે તેઓ જ ઈમાનવાળા છે !'

## "સમયસર નમાઝ ન પઢે તે કઇ જાતના મુસલમાન છે ?"

એક વેળા સમરકંદથી છ દુરવેશો હઝરત ખ્વાજા ગરીબ નવાઝને મળવા આવ્યા, અને આપની પવિત્ર સેવામાં બેઠા. મૌલાના બહાઉદ્દીન બુખારી અને ખ્વાજા વાહિદ કિરમાની પણ હાજર હતા. ત્યાં એ વાતની ચર્ચા થઈ કે ફર્ઝ નમાઝમાં એટલું મોડું કરવું કે તેનો વખત વીતી જાય અને પછી કઝા કરવી પડે એ કેવું છે ? હઝરત ખ્વાજા ગરીબ નવાઝે આશ્ચર્ય સહિત ફરમાવ્યું; "તે કેવા મુસલમાન છે કે જે સમય પર નમાઝ નથી અદા કરતા અને એટલું મોડું કરે છે કે વખત પણ વીતી જાય ? હજારો અફસોસ છે તેમની મુસલમાની પર કે તેઓ પોતાના મવલાની બંદગી કરવામાં સુસ્તી કરે છે !" એક વેળા હું

* આનો અર્થ ઈમાનના સંપૂર્ણ નકારનો નથી, પરંતુ જે શખ્સ નમાઝ નથી પઢતો તેનામાં ઈમાનની કમાલિયત—પરિપૂર્ણતા નથી એવો એનો મતલબ છે.

એક શહેરમાં હતો. મેં જોયું કે ત્યાંના મુસલમાનોમાં આદત હતી કે નમાઝ પઢવા માટે તેઓ વખત થતાં પહેલાં તૈયાર થઈને બેસતા અને નમાઝનો વખત થવાની આતુરતાથી રાહ જોતા. મેં તેમને પૂછયું; "તમે આ પ્રમાણે કેમ કરો છો ?" તેમણે કહ્યું, "વખત થાય કે તુરત નમાઝ અદા કરી લેવાય એટલા માટે અમે તૈયાર રહીએ છીએ. જો અમે આ પ્રમાણે તત્પર ન રહીએ અને ગફલતમાં નમાઝનો વખત વીતી જાય તો કાલે કયામતના દિવસે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને શું મોં બતાવીએ ? કેમ કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તો ફરમાવ્યું છે, કે મોત આવતાં પહેલાં તોબા કરી લેવામાં ઉતાવળ કરો અને નમાઝનો વખત વીતી જાય તે પહેલાં નમાઝ અદા કરવા માટે દોડો, જેથી નમાઝ છૂટી ન જાય !"

## રોઝા અને હજ !

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ "સાઈમુદહ્" હરહંમેશ રોઝદાર રહેતા. મુસાફરીમાં પણ રોઝા ન છોડતા. ઘણી વાર સાત સાત દિવસ સુધી લાગલગાટ રોઝા રાખતા. રોઝા ખોલતી વખતે સૂકા રોટલાનો એક કકડો પાણીમાં ભીંજવીને ખાઈ લેતા. સફરમાં હોતા ત્યારે કદી શિકાર કરી તેના માંસના કબાબ બનાવી રોઝા ખોલતા. આપે ખાનએ કા'બાની અનેકવાર હજ કરી છે.

## કલામે પાક પઢવાની ફઝીલત

અગાઉ આવી ચૂક્યું તેમ હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) રાત–દિવસમાં બે વાર કલામે પાક પૂરું કરતા. આપે કલામે પાકની ઘણી ફઝીલત વર્ણવી છે અને તે પઢવાને મોટી ઈબાદત ગણાવી છે. વળી કલામુલ્લાહની તાઝીમ–પ્રતિષ્ઠા સાચવવા ઉપર પણ આપે ખાસ ભાર મૂક્યો છે.

## કલામે પાકની ઇઝઝત કરવાથી મહમૂદ ગઝનવી બખ્શાઇ ગયા !

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) ફરમાવે છે, કે એક વેળા સુલ્તાન મહમૂદ ગઝનવી અનારલ્લાહુ બુરહાનહૂને મેં ખ્વાબમાં જોયા. મેં પૂછયું કે, "ખુદાપાકે તમારી સાથે કેવો વર્તાવ કર્યો ?" સુલ્તાન કહેવા લાગ્યા કે; "કંઈક કારણસર એક વખત એક ગામમાં મારે જવાનું થયું, જે ઘરે હું ઉતર્યો હતો, ત્યાં સૂવાના ઓરડામાં એક ગોખલામાં કુર્આન શરીફનું એક પાનું મૂકેલું હતું, જયારે સૂવાનો સમય થયો ત્યારે મેં વિચાર્યું કે લાવને, એ પાનાને ત્યાંથી લઈને બીજી જગાએ મૂકાવી દઉં, અને હું અહીં આરામ કરૂં. પણ પછી મેં ખ્યાલ કર્યો કે એ તો ઘણી બેઅદબી કરેલી કહેવાય. મારે મારા

આરામ ખાતર અલ્લાહના કલામના પવિત્ર પાનને એની જગ્યાએથી હટાવવું ન જોઈએ. મેં તે પાનને બીજી જગાએ ન હટાવ્યું, પણ તેને ત્યાં જ રહેવા દઈ હું પોતે તેની તા'ઝીમ ખાતર આખી રાત જાગતો રહ્યો, અને અલ્લાહની યાદ કરતો રહ્યો. મેં એ વખતે કલામે પાકની જે અદબ કરી તેના બદલામાં હક તઆલાએ મને બખ્શી દીધો !''

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) ફરમાવે છે કે, કલામુલ્લાહ પઢવાથી તેના એક હરફના બદલામાં દસ નેકીઓ મળે છે. જે શખ્સ કુર્આન જૂએ છે, અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી તેની આંખોની રોશની વધે છે, અને તેની આંખો દુઃખતી નથી.'' (એટલે કે કુર્આન પઢવાથી બેવડો લાભ થાય છે, પઢવાનો સવાબ મળે છે, અને તેના ઉપર નજર રહેવાથી આંખોની રોશની વધે છે.)

## મોતીઓમાં તોલવા લાયક પવિત્ર ઉપદેશો !

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)નું આખું જીવન જ્ઞાન અને બોધરૂપ તથા નસીહત લેનારાઓ માટે આદર્શ નમૂનો છે. આપની વાણી અને વર્તનથી હરહમેશ ફૈઝ ટપકતો જ રહ્યો છે. અહીં આપના કેટલાક પવિત્ર ઉપદેશો અને ઈરશાદો–કથનો આપવામાં આવ્યા છે;

(૧) એક વેળા ભરસભામાં હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; "જ્યારે મેં શયખુલ ઈસ્લામ, સુલ્તાનુલ્મશાઈખ હઝરત શૈખ ઉસ્માન હારૂની નવ્વરલ્લાહુ મરકદહુ સાથે સંબંધ જોડયો, અને આપથી બેઅત લીધી ત્યાર પછી ઘણા વરસ સુધી તેમની સેવાચાકરીમાં એક પળની ય મેં સુસ્તી નથી કરી. હઝરત જયાં જયાં સફરમાં જતા ત્યાં ત્યાં હું આપનો બિસ્તરો અને પરચુરણ સામાન માથે ઉંચકીને જતો. હઝરત પીરો મુર્શિદે મારી આ સેવા જોઈને મને જે નેઅમત આપી છે, તેની કોઈ હદ નથી. ખરેખર, જેણે જે કાંઇ મેળવ્યું તે સેવાથી મેળવ્યું !"

(૨) "જે ભૂખ્યાંને ખવડાવે છે, તેની અને દોઝખની વચ્ચે સાત પડદા થઈ જાય છે, અલ્લાહપાક તેની હાજતો પૂરી કરે છે, તેને દોઝખની આગથી છુટકારો મળે છે, અને જન્નતમાં તેને માટે એક મહેલ બને છે."

(૩) એક વેળા ફરમાવ્યું; "અલ્લાહના નઝદીક એના કરતાં વધીને કોઈ કામ નેક નથી !" હઝરત ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)એ અરજ કરી; "હઝરત ! તે કયું કામ છે ?" આપે ફરમાવ્યું; "લાચારોની સહાય કરવી, હાજતવાળાઓની હાજત પૂરી કરવી, અને ભૂખ્યાંને ખવડાવવું એનાં કરતાં વધીને કોઈ કામ નેક નથી !"

(૪) "જેણે જૂઠા કસમ ખાધા તેણે જાણે પોતાના ઘરને વેરાન કર્યું. જૂઠા કસમ ખાવાથી તેના ઘરમાં ભલાઇ અને બરકત ઉઠી જાય છે."

(૫) "જે શખ્સ કોઇ વિર્દ–વઝીફો પઢવાનું નક્કી કરે તો તે રોજ તેને કાળજીપુર્વક નિયમિત પઢે. જો દિવસે સમય ન મળે તો રાત્રે પઢે; પણ છોડે નહિ."

(૬) એક વેળા ભરમજલિસમાં ફરમાવ્યું, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; "અસ્સુહબતુત અસ્સુરુન" (સોબત તેવી અસર થાય છે). જો કોઇ નઠારો શખ્સ ભલાનો સંગ કરે તો આશા છે, કે તે પણ નેક બની જશે અને જો કોઇ શખ્સ નઠારાની સંગાથે બેસશે તો નઠારો થઇ જશે. જેણે જે કાંઇ મેળવ્યું તે સોબતસંગથી મેળવ્યું અને જે નેઅમત પ્રાપ્ત થઇ તે નેક લોકોથી પ્રાપ્ત થઇ.

(૭) હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; એક વેળા હઝરત જિબ્રઇલ (અલૈ.)એ હઝરત ઇબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ને પૂછયું; "શું તમારે કોઇ વસ્તુની જરૂર છે ?" હઝરત ઇબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)એ ફરમાવ્યું; "મારે તારી પાસેથી કાંઇ નથી જોઇતું !" (પણ હું ખુદાથી જ ઇચ્છા રાખું છું.) કેમ કે આપ પોતાના નફસથી (ગાઇબ) મુક્ત હતા, અને બાતિની રીતે હક

તઆલાના દરબારમાં આપને ઘણી નઝદીકી પ્રાપ્ત હતી.'' (હઝરતે તવક્કુલ તરફ ઈશારો કર્યો છે; કે અલ્લાહના મકબૂલ બંદા તો માત્ર પોતાના રબથી જ આશા રાખે છે.)

(૮) ''મેં હઝરત શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.)થી સાંભળ્યું છે, કે દુનિયામાં બે વસ્તુ ઘણી સારી છે : (૧) (સાચા) ફકીરોનો સંગ કરવો અને (૨) વલીઓની ઈઝઝત કરવી.''

(૯) ''દુનિયા ફના થનારી છે, એનાં કામો નિરર્થક છે.''

(૧૦) ''વલીનો નાનામાં નાનો દરજો એ છે, કે તેનામાં હક તઆલાના ગુણો જોવામાં આવે.''

(૧૧) જેઓ ખેલકુદ, હસી–મઝાક અને આનંદ–પ્રમોદમાં વખત પસાર કરે છે, તેમના વિષે હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; ''એક વેળા આકાએ નામદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ કેટલાક શખ્સોને જોયા, જે હાસ્યવિનોદ અને ખેલકૂદમાં મશ્ગૂલ હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની પાસે પધાર્યા, અને ઉભા રહી સલામ કરી. તુરત તેઓ ખેલકૂદ છોડી દઈને ગુલામોની પેઠે હાથ બાંધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે ઉભા રહ્યા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેમને પૂછયું, ''ભાઈઓ ! શું તમે

મૌતથી બેખૌફ થઈ ગયા છો ?'' બધાએ એકી અવાજે અરજ કરી; ''ના, યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.'' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરી પૂછ્યું, ''શું તમે તમારાં કામો અને અઅ્માલોની પૂછપરછથી મુક્ત થઈ ગયા છો ?'' તેમણે અરજ કરી, ''ના !'' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરીથી પૂછ્યું, ''શું તમે પુલ સિરાત પસાર કરી ચૂક્યા છો ?'' તેમણે અરજ કરી, ''ના !'' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું; ''તો પછી તમે હસીમઝાક અને ખેલકૂદમાં કેમ પરોવાયેલા છો ?'' અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર મુખેથી નીકળેલ આ બોધની તેમના પર એટલી ઊંડી અસર પડી કે એ પછી કોઈએ તેમને ખેલકૂદ કરતાં જોયા નથી !''

(૧૨) મા–બાપની સેવા વિષે હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; ''હદીસ શરીફમાં છે કે જે ફરઝંદ–સંતાન પોતાનાં માં–બાપ તરફ પ્રેમ અને માનની નજરે જુએ છે, તેના અઅમાલનામામાં એક હજ કરવા જેટલો સવાબ લખવામાં આવે છે.'' એ પછી આપે ફરમાવ્યું; ''એક દુરાચારી અને ગુનેહગાર નવજુવાન ગુજરી ગયો, ત્યારે કોઈએ સ્વપ્નમાં જોયું કે તે હાજીઓ સાથે જન્નતમાં ફરી રહ્યો છે. જોનારને ઘણી નવાઈ લાગી. એણે કારણ પૂછ્યું, કે તું શી રીતે જન્નતમાં આવ્યો ? તે

નવજુવાને જણાવ્યું કે મારે એક ઘરડી મા હતી. જ્યારે હું ઘરેથી બહાર નીકળતો ત્યારે માં ની રજા લઇને જતો. માં દુઆ આપતી કે; ખુદાપાક તને માફ કરે અને હજનો સવાબ તને નસીબ કરે ! અલ્લાહપાકે મારી માં ની દુઆ કબૂલ કરી અને મને માફ કરી દીધો. હું હવે જન્નતમાં હાજીઓ સાથે ફરી રહ્યો છું."

(૧૩) "તમે જુઓ છો કે નહેરો અને નદીઓ કેવી ખળખળ વહેતી જાય છે ! પણ એ જ્યારે દરિયાને જઇ મળે છે ત્યારે એમનો બધો અવાજ જતો રહે છે. બસ, એ રીતે જ તાલિબ–હકનો શોધક હકમાં વિલિન થઇ જાય છે, ભળી જાય છે ત્યારે તે તેમાં ખોવાઇ જાય છે. તેનો આવેશ, કોલાહલ દૂર થઇ જાય છે, શમી જાય છે."

(૧૪) "મુસલમાનને તેના ગુનાહથી એટલું નુકસાન નથી થતું જેટલું નુકસાન બીજા મુસલમાન ભાઇને બેઇઝઝત અને અપમાનિત કે ઝલીલ કરવાથી તેને પહોંચે છે."

(૧૫) આ ચાર વસ્તુઓ મર્દે મુઅમિનની છે; (૧) દુરવેશી અને ગરીબીમાં માલદારી જાહેર કરે. (૨) ભૂખની હાલતમાં પોતાને ધરાએલો જણાવે. (૩) ગમ અને દુઃખમાં ખુશ રહે. (૪) દુશ્મન સાથે પણ દોસ્તીભરી વર્તણૂક કરે. (એટલે કે દુરવેશી, ભૂખ અને ગમદુઃખ લોકો

આગળ વર્ણવતો ન ફરે.)

(૧૬) હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ ફરમાવ્યું; "એક બુઝુર્ગ કોઇ કબરને સરાણે બેઠા હતા. તે કબરના મૈયત પર અઝાબ થઇ રહેલો હતો. બુઝુર્ગે તે અઝાબ પોતાના કશ્ફથી જોઇ લીધો. જોયા પછી તેમના પર એટલી હેબત છવાઇ ગઇ કે અઝાબ થતો જોઇને એક ના'રો માર્યો અને જીવ આપી દીધો. પછી પળવારમાં તેમનું શરીર પાણી થઇને વહી ગયું. હે ગાફિલો ! જો તમને મુર્દાઓની હાલતની ખબર પડે અને તેમની અઝાબ વેળાની દશા તમે જોઇ શકો તો બીકના માર્યા મીઠાની જેમ ઓગળી જાવ !"

(૧૭) આપે ઇરશાદ ફરમાવ્યો; "અલ્લાહના આશિકનું દિલ અગ્નિકુંડ સમાન છે. અલ્લાહની મુહબ્બત સિવાય તેમાં જે કાંઇ આવે છે તે બળીને રાખ થઇ જાય છે, કારણ કે મુહબ્બતની આગ કરતાં વધુ ઉગ્ર કોઇ આગ નથી."

(૧૮) ખ્વાજા સાહેબ, પોતાના પીરો–મુર્શિદ હઝરત શૈખ ઉસ્માન હારૂની (રહ.)ના કથનો વર્ણવતાં અનીસુલ અરવાહમાં લખે છે; ઉદ્યમી : કામ–ધંધો કરનાર ખુદાનો દોસ્ત છે, પણ તે કામ–ધંધો કરનાર કે જે નમાઝ વખતે સુસ્તી ન કરે અને નમાઝમાં તુરત હાજર થઇ જાય. વળી

શરીઅતની બ્હાર એક કદમ પણ ન મૂકે. આ બરાબર જાણી લો કે નમાઝ કરતાં વધીને કોઈ અમલ શ્રેષ્ઠ નથી; જે કોઈ નમાઝ ન પઢે તે આખરે પસ્તાશે, દુઃખ ઉઠાવશે.''

(૧૯) ''હક–દીનનું એક વાક્ય સાંભળવું એક વરસની રાત–દિવસની ઈબાદત કરતાં વધુ શ્રેષ્ઠ છે. જે શખ્સ સાચા આલિમ પાસે કંઈક શીખવા બેઠો તો તેણે જાણે એક ગુલામ આઝાદ કર્યો. ઈલ્મ, આંધળા (જાહિલ) માટે પ્રકાશ અને માર્ગદર્શક છે. ઈલ્મ જન્નતનો રસ્તો બતાવનાર છે. ખુદાપાક, ઈલ્મને કોઈ પણ વખતે અને ક્યાંય પણ બરબાદ નથી કરતો. ન તો દુનિયામાં, ન તો આખિરતમાં.''

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ શરીઅતે મુહંમદી પર જીવનભર ચીવટાઈપૂર્વક અમલ કર્યો. એટલું જ નહિ, પણ પોતાના ખલીફાઓ, મુરીદો અને શ્રદ્ધાળુઓને તેના પર કાળજીથી અમલ કરવા ફરમાવ્યું.

(૨૦) ખ્વાજા સાહેબે સુલૂકવાળાઓએ કરવાની એકંદર ઈબાદતોમાં આ પાંચ બાબતો ય ગણાવી છે; ૧. માં–બાપની સેવા કરવી. ૨. કલામુલ્લાહની તિલાવત કરવી. ૩. ઉલમા અને મશાઈખની ઈઝઝત કરવી અને તેમની સાથે દોસ્તીનો એટલે કે મુહબ્બતભર્યો સંબંધ રાખવો. ૪. ખાનએ કા'બાની ઝિયારત કરવી. ૫. પોતાના પીરની સેવા કરવી.

(૨૧) આરિફ એટલે કે જ્ઞાની—વલીમાં કેવી ખૂબીઓ અને વિશેષતાઓ હોવી જોઈએ તે ખ્વાજા સાહેબના નીચેના ઈરશાદોથી ફલિત થાય છે;

"વલી, ઈલ્મના તમામ ગુઢાર્થોથી વાકેફ રહે છે. ઈલાહી ભેદોની હકીકતો અને અન્વારે ઈલાહીની સુક્ષ્મતાઓ—બારીકીઓથી તે પરિચિત રહે છે."

વલી, અલ્લાહના ઈશ્કમાં ખોવાય જાય છે. વલી પર જ્યારે હાલ છવાઈ જાય છે ત્યારે તે એમાં એટલો બધો ગરકાવ થઈ જાય છે કે જો હજારો ફરિશ્તા તેને સંબોધીને બોલાવે તો'ય તે તરફ ધ્યાન નથી આપતો. વલી હમેશા મુસ્કુરાતો રહે છે. પરલોકમાં, અલ્લાહના સમીપવર્તીઓ પર એની નજર પડે છે અને તેમની ક્રિયાઓ તથા સ્થિરતા—શાંતિ જોઈને એ મુસ્કુરાય છે.

ઈરફાન—ખુદાશનાસીમાં વલી—આરિફની એવી હાલત થઈ જાય છે કે તે પળવારમાં હિજાબે અઝમત, અને હિજાબે અઝમતથી હિજાબે કિબરિયા સુધી પહોંચી જાય છે, અને એક પળમાં પાછો પણ આવી જાય છે. આ તો વલીનો નીચલામાં નીચલો દરજ્જો છે. વલીએ કામિલ—સંપૂર્ણ જ્ઞાની એવા વલી ક્યાંથી ક્યાં પહોંચી જાય છે તે તો ખુદા જ બેહતર જાણે છે.

વલી તે છે જે પોતાના દિલમાંથી (ખુદાપાકની યાદ

સિવાયની) બધી વાતો કાઢી નાખીને એકાકી બની જાય છે. વલીનો કમાલ એ છે કે દોસ્ત (ખુદા)ની રાહમાં પોતાને બાળીને ખાક કરી દે. (એટલે કે તેના ઈશ્કમાં ફના થઇ જાય.)

વલીની ખૂબી અને શ્રેષ્ઠતા એમાં છે કે તે ખામોશ રહે. તેની કુરબાની નિઃસ્પૃહતા (દુનિયાથી બેપરવાઇ) છે. તે કોઇ વસ્તુની લાલસા રાખતો નથી. એનો ગુણ શુદ્ધતા અને નિઃસ્વાર્થતા છે. સાચા વલીની માલિકીમાં કોઇ પણ વસ્તુ હોતી નથી, અને ન તો તે પોતે કોઇની માલિકી હેઠળ હોય છે ! (એટલે કે તે દુનિયાનો સરસામાન વગેરે કોઇ પણ વસ્તુ પોતાની પાસે રાખતો નથી, અને ન તો તે કોઇ મખ્લૂકના દબાણ હેઠળ હોય છે.)

(૨૨) હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ પોતાના ઈઝઝતવંતા ખલીફા હઝરત કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને સૂચના અને દોરવણી માટે અનેક પત્રો લખ્યા હતા, જેમાં ખાસ કરીને સુલૂકવાળાઓ અને સૂફીઓ માટે ઘણો બોધ સમાએલો છે. એ પત્રોમાંથી કેટલાક ફકરા અહીં આપવામાં આવે છે;

‘‘મારા અઝીઝ ! જેણે અલ્લાહ તઆલાને ઓળખ્યો તે કદી (બીજાથી) સવાલ કરતો નથી કે ન કોઇનાથી કશી ઇચ્છા કે તમન્ના રાખે છે, અને જેણે તેને નથી ઓળખ્યો

તે આ વાત સમજી શક્તો નથી. લોભ–લાલચ છોડી દેવાં જોઈએ. જેણે લોભ–લાલચ છોડયાં તેણે પોતાનો હેતુ સાર્થક કરી લીધો. એવા શખ્સ માટે અલ્લાહપાક ફરમાવે છે; "જેણે પોતાના નફસની ઈચ્છાઓને રોકી તેનું ઠેકાણું જન્નત છે."

એક દિવસ હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.)એ ફરમાવ્યું કે, એક રાત્રે અલ્લાહપાકને મેં સ્વપ્નમાં જોયા. મને પૂછયું; "બાયઝીદ શું ઈચ્છે છે ?" મેં અરજ કરી : "તે જ, જે આપ ઈચ્છતા હોય !" ઈરશાદ થયો : "વારુ, જેમ તું મારો છે, તેમ હું તારો છું !"

"મુઅમિન–પરહેઝગાર માટે ત્રણ વસ્તુઓ : ૧. ઈલ્મ, ૨. અમલ અને ૩. નિઃસ્વાર્થપણું ઘણા જરૂરી છે. નિઃસ્વાર્થતા વિનાનો અમલ, જે લોકોને દેખાડવા માટે હોય તે શિર્ક છે. હક તઆલા દિલને જૂએ છે. શરીઅતનું શિક્ષણ મેળવવું દરેક માટે જરૂરી છે. જેઓ જાહેરી ઈલ્મ ધરાવે છે, પણ અમલ અને નિઃસ્વાર્થતા નથી ધરાવતા તે ખરા મુઅમિન નથી."

'સહવ' એ છે કે હકની યાદમાં મશ્ગૂલ હોય; છતાં જે અવાજ કાને પડે તે ઓળખી લે–તેને સમજી શકે. જ્યારે આશિકની અંદર દોસ્ત (ખુદા)ના ઈશ્કની મસ્તી એટલી હદે છવાય જાય કે તેને પોતાની હસ્તી, પોતાના

--અસ્તિત્ત્વનુંય ભાન ન રહે તો તે મુકામને 'આલમે તહય્યુર' અને 'મહવિયત' (લીનતા) કહે છે.

એક બુઝુર્ગે હઝરત રાબિયા બસરી (રહ.)ને પૂછયું કે, "તમે, શૈતાનની જાળથી મુક્તિ શી રીતે મેળવી ?" તેમણે ફરમાવ્યું; "હે અઝીઝ ! હું ખુદાની યાદમાં એટલી તલ્લીન થઇ જાઉં છું કે મને શૈતાન મલઉનના કાવતરાની ખબર નથી પડતી !"

## મઝલૂમની હાય રંગ લાવતી હોય છે

હઝરત ખ્વાજા સાહેબની ફેઝભરી મજલિસમાં એક વાર હઝરત શૈખ શિહાબુદ્દીન સુહ્‌વરદી, ખ્વાજા અજલ્લ શિરાઝી અને શૈખ સૈફુદ્દીન બાખિરઝી રહમતુલ્લાહિ અલયહિમ સહિત અનેક અકીદતમંદો હાજર હતા. હઝરત ખ્વાજા બુઝુર્ગે ફરમાવ્યું, "કોઇ મુસલમાન ભાઇ–બહેનને વિના કારણ સતાવવાને કે ઇજા–તકલીફ દેવાને સુલુકવાળાઓ કબીરા ગુનાહ કહે છે." અલ્લાહપાકે કુર્આને અઝીઝમાં ઇરશાદ ફરમાવ્યો છે; 'જે લોકો મુસલમાન મરદો અને ઓરતોને કશા ય (શરઇ) કારણ વિના તકલીફ–ઇજા દે છે તેઓ પોતાને શિરે બોહતાન અને ઉઘાડા ગુનાહનો ભાર લઇ રહયા છે.' (૩૩ : ૫૮)

સાર એ કે મુસલમાનોને ઇજા દેવાથી અલ્લાહ તઆલા

અને હુઝૂર સરવરે કાયનાત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને રંજ થાય છે. એક હાકિમ હતો. પથ્થરસમા દિલવાળો. લોકો પર તે પ્રકાર–પ્રકારે જુલમ કરતો. નિર્દોષોને મારી નાખતાં ય ખંચકાતો નહી. એ જ જુલમગારને કેટલાક જણે બગદાદની કંકરી મસ્જિદના દરવાજે ઉભો ભીખ માંગતા જોયો. વાળ વિખરાયેલાં અને કપડાં મેલાંઘેલાં. લાગતું હતું કેટલા ય દિવસનો એ થાક્યો–પાક્યો છે. એક માણસે એને ઓળખી લીધો. પૂછયું; 'અરે, તું પેલો દુષ્ટ હાકેમ તો નથી, જે મક્કા શરીફમાં અલ્લાહની મખ્લૂક પર જુલ્મ–ત્રાસ વર્તાવતો' તો ?' શરમિંદા થઈ તે બોલ્યો, 'અફસોસ ! હું તે જ કમનસીબ છું. તમે મને શી રીતે ઓળખી લીધો ?' તે માણસ કહેવા લાગ્યો; 'ભારે ડોળદમામમાં ખડો, લોકોને ડરાવતો, ત્રાસ દેતો મેં તને જોયેલો. તારામાં જરા ય માણસાઈ નો'તી.' આંખોમાં આંસૂ સાથે પસ્તાવાભર્યા સ્વરે તે કહેવા લાગ્યો, 'આજે એની જ સજા હું ભોગવી રહયો છું.' તો મઝલૂમની હાય રંગ લાવતી હોય છે.

## મને જે મળ્યું, માં ની સેવાથી મળ્યું

માં–બાપની સેવા કરવા વિશે હઝરત ખ્વાજા બુઝુર્ગે બહુ ભાર મૂક્યો છે. આ વિશે આપે ફરમાવ્યું, 'મહા સંત બાયઝીદ બુસ્તામી (રહ.)ને લોકોએ પૂછયું, હે

માનવંત ! મઅરિફતની આવી મહામૂલી દોલત આપને શી રીતે મળી ? આપે ઉત્તર દીધો, હું સાતે'ક વરસનો હતો ને મસ્જિદે ઉસ્તાદજી પાસે કુર્આનપાક પઢવા જતો. એક દિવસે સબકમાં આ આયતે કરીમા પઢી : **વ બિલ વાલિદૈનિ ઇહ્સાના.**

અમારા હેતાળ ઉસ્તાદજીને મેં આયતે કરીમાના અર્થ પૂછયા તો આપે કહ્યું, કુર્આને અઝીઝમાં અલ્લાહપાકનો હુકમ છે કે માં–બાપની ખૂબ સેવાચાકરી કરો. ઘરે આવીને મેં માંના ખોળામાં માથું મૂકી અરજ કરી, 'અમ્માજાન ! આજે મેં જાણ્યું છે કે અલ્લાહ તઆલા પોતે માં–બાપની ખિદમત કરવા ફરમાવે છે. અલ્લાહ પાસે આપ દુઆ કરો, મને એવી તવફીક દે કે હું સારી પેઠે આપની સેવાચાકરી કરતો રહું.'

મારા માજીએ હેતથી મારે માથે હાથ ફેરવ્યો, ને બે રકાત નમાઝ પઢી, કિબ્લા ભણી મોં કરી મારે માટે દુઆ કરી, મને અલ્લાહ તઆલાને સોંપ્યો. માં ની દુઆની બરકતથી જ આ દોલત મને મળી.

વળી એક વાર શિયાળામાં અડધી રાતે મારા માજીએ પીવા પાણી માંગ્યું. હું પથારીમાંથી ઉઠયો ને પાણીનો પ્યાલો લઈને માં ની પાસે આવ્યો, પણ એટલીવારમાં મારા માજીની આંખ મીંચાઇ ગઇ હતી, તે ઊંઘી ગયાં હતાં.

તેમને જગાડવાનું મને ઉચિત ન લાગ્યું. પાણી લઈને માં ની પથારી પાસે હું ઉભો રહ્યો. પાછલી રાતે તે જાગ્યાં તો પાણીનો પ્યાલો લઈને મને ઉભેલો જોયો. તેમણે મારા હાથમાંથી પાણી લઈને પીધું. પુષ્કળ ઠંડીને લઈ મારા હાથ અકડાઈ ગયા હતા. માં એ હેતથી મને છાતી સરસો ચાંપ્યો ને બોલ્યાં : 'મારા દીકરા ! તેં બહુ તકલીફ વેઠી'. ફરી મારે માટે દુઆ કરી કે ઓ અલ્લાહ ! મારા દીકરાને બખ્શી આપજો ને એને ઊંચો દરજ્જો અતા ફરમાવજો. અલ્લાહ તઆલાએ માં ની દુઆ સાંભળી ને આ મહા દોલત મને મળી.

## કબ્રસ્તાનમાં તે ખાણી-પીણી હોય ?

હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.) ફરમાવે છે કે કબ્રસ્તાનમાં ઈરાદાપુર્વક ખાણીપીણી કરવી અને મનને ખુશ કરવા નાસ્તાપાણી કરવાં મહા ગુનાહનું કામ છે. એકવાર હઝરત ખ્વાજા હસન બસરી (રહ.) એક કબ્રસ્તાનમાં ગયા. ત્યાં કેટલાક મુસલમાનો ખાવાપીવામાં પ્રવૃત્ત હતા. આ જોઈ હઝરતે તેમની પાસે જઈ કહ્યું; 'સાહેબો ! તમે મુનાફિક છો કે મુસલમાન ?' આ બોલ સાંભળીને તેઓ ઉશ્કેરાય ગયા. આપે વિનમ્રતાથી તેમને સમજાવતાં કહ્યું; 'સાંભળો, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, જે કોઈ કબ્રસ્તાનમાં

ખાયપીએ તે મુનાફિક છે, કારણ કબ્રસ્તાન તો ઈબ્રત અને બોધ લેવાનું સ્થળ છે. તમે જોતા નથી કે તમારી અગાઉ કેટલાયે બેહતર અને નેક લોકો અહીં ખાકમાં પોઢી ગયા છે ! તેમનાં હાડચામ ને શરીરસૌંદર્ય માટી ભેગાં થઈ ગયાં. ફરી આવી ઈબ્રતની જગાએ ખાણી–પીણીની મજલિસ રાખવાની તમને રુચિ કેમ થાય ! હઝરત ખ્વાજા સાહેબની વાત સાંભળીને તેઓ શરમિંદા થયા. તેમને પોતાની ભૂલ સમજાઈ. (દલીલુલ આરિફીન)

## અલ્લાહ તઆલા પાક છે, પાકીઝગીને પસંદ કરે છે

એક વાર મજલિસમાં મવલાના બહાઉદ્દીન બુખારી અને મવલાના શિહાબુદ્દીન મુહમ્મદ બગદાદી પણ ખિદમતમાં હાજર હતા. નાપાકી વિશે ચર્ચા થઈ રહી હતી. હઝરત ખ્વાજા ગરીબ નવાઝે ફરમાવ્યું, 'શરીર નાપાક હોય તો વિના વિલંબે ગુસલ કરી લેવું રહ્યું, જનાબત એટલે કે નાપાકી માનવીના શરીરના દરેક વાળની નીચે હોય છે, તેથી પ્રત્યેક વાળના મૂળમાં પાણી પહોંચવું જોઈએ. આખું શરીર વાળ સાથે તર કરવું–બરાબર ચોળીને ધોવું. એકાદ વાળ પણ જો સૂકો રહી જશે, ભીંજશે નહીં તો ગુસલ થશે નહીં ને કયામતને દિવસે શરીર, પોતાને નાપાક રાખ્યા બદલ માણસ સાથે ઝઘડો કરશે–તેને દોષ દેશે.

મેં ખ્વાજા ઉસ્માન હારૂની (રહ.) પાસેથી સાંભળ્યું છે, કે હઝરત આદમ અલયહિસ્સલામ જન્નતેથી આ દુનિયામાં આવ્યા અને હઝરત હવ્વા (અલય.) સાથે સોહબતનો સંજોગ થયો તો ફરિશ્તા હઝરત જિબ્રઈલ (અલય.) આવ્યા ને અરજ કરી, 'ઓ આદમ ! (અલય.) ઉઠો ને ગુસલ કરી લો.' હઝરતે ગુસલ કર્યું તો તે માનવંતને એક પ્રકારની તાઝગી અને ખુશીનો અનુભવ થયો. આપે હઝરત જિબ્રઈલ (અલય.)ને પૂછયું, 'ઓ ભાઈ જિબ્રઈલ ! આ ગુસલ કર્યા બદલ કોઈ ખુશખબરી અને સવાબ પણ છે કે ?' તેમણે ઉત્તર દીધો; 'ઓ અલ્લાહના આબરૂવંત પયગંબર ! શરીરના દરેક વાળના બદલામાં ઈબાદતનો સવાબ આપવામાં આવે છે.'

પયગંબર અલયહિસ્સલામે પૂછયું, 'આ સવાબ ખાસ મારે માટે છે કે મારી ઔલાદને પણ એવો અજરસવાબ મળશે ?' હઝરત જિબ્રઈલ (અલય.)એ અરજ કરી, 'હે માનવંત ! આપની ઔલાદમાંથી જે ઈમાનવાળા હશે અને હલાલ સોબત પછી ગુસલ કરશે તો તેમને ય શરીરના દરેક વાળના પ્રમાણમાં સવાબ આપવામાં આવશે જે તેમના આમાલનામામાં લખાશે.' કેટલાક જણ જે નાપાક હાલતમાં સૂઈ રહે છે કે હરેફરે છે તે ગંભીર ભૂલ કરી રહ્યા છે. શરીર નાપાક હોય તો તત્કાળ ગુસલ કરવું રહ્યું કે અલ્લાહને એ પસંદ છે.

## હઝરત ખ્વાજા ગરીબ નવાઝનું પરિણીત જીવન !

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)એ મોટી ઉંમર સુધી શાદી નહોતી કરી. આપે આખી ઉંમર રિયાઝત-તપસ્યા અને ઈબાદતોમાં જ વીતાડી.

શિહાબુદ્દીન મુહંમદ ગોરીએ જ્યારે અજમેરના રાજ્ય પર હુમલો કરી એ જીતી લીધું ત્યારે સૈયિદ વજીહુદ્દીન મુહંમદ મસ્હદી (રહ.) તથા સૈયિદ હુસૈન મશ્હદીને અજમેર અને તારાગઢની રિયાસતોની વ્યવસ્થા સંભાળવા નીમ્યા હતા. સૈયિદ વજીહુદ્દીન (રહ.) ઉચ્ચ સાદાત ખાનદાનના રઈસ હતા અને 'ખિંગ સવાર'ના નામે ઓળખાતા. તે અજમેરના વાલી સૈયિદ હુસૈન મશ્હદીના કાકા થતા હતા. એમને બીબી અસ્મત નામે એક દિકરી હતી. એક વેળા સાદાતોના સરદાર હઝરત ઈમામ જઅફર સાદિક (રદિ.)એ સૈયિદ વજીહુદ્દીન (રહ.)ને સ્વપ્નમાં ફરમાવ્યું કે; "બેટા વજીહુદ્દીન ! હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સૂચના છે કે બીબી અસ્મતને ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના નિકાહમાં આપ ! તે અલ્લાહના વલી અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ખાનદાનથી મુહબ્બત રાખનારા છે !" સૈયિદ વજીહુદ્દીન (રહ.)એ ખ્વાજા સાહેબને આ ખ્વાબથી પરિચિત કર્યા તો ખ્વાજા સાહેબે ફરમાવ્યું, "મારી ઉંમર ઘણી ખરી વીતી ચૂકી છે, પણ આકાએ

નામદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને ઈમામ સાદિક (રદિ.)ની સૂચના છે એટલે મારે તાબેદારી વિના છૂટકો નથી.'' એ પછી આપે પવિત્ર ખાતૂન હઝરત બીબી અસ્મત સાથે શરીઅતે મુહંમદી અનુસાર નિકાહ કર્યો.

કેટલાક ઈતિહાસકારોના મંતવ્ય મુજબ આપે એ પહેલાં પણ શાદી કરી હતી. જેની વિગત એવી છે, કે એક રાત્રે હઝરત ખ્વાજા ગરીબ નવાઝે ખ્વાબની હાલતમાં રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુલાકાત કરી. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે; ''અય મુઈનુદ્દીન ! તમે અમારા દીનના સહાયક છો. તમારે અમારી (શાદીની) સુન્નતને છોડવી ન જોઈએ !'' સંજોગોવસાત એ જ રાત્રે ટપલીના હાકિમ મલિક ખિતાબે જિહાદમાંથી માલે ગનીમતમાં એક રાજાની કુંવરી ગિરફતાર કરી હતી. તે હાકિમ આપના મુરીદ હતા. તેમણે કુંવરી આપને ભેટ આપી. આપે તે મોહતરમાનું નામ બીબી અમતુલ્લાહ રાખ્યું, અને તેમની સાથે નિકાહ કર્યો.

ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ને, (૧) ખ્વાજા સૈયિદ ઝિયાઉદ્દીન (અબૂ સઈદ) (૨) ખ્વાજા સૈયિદ હિસામુદ્દીન અને (૩) ખ્વાજા સૈયિદ ફખ્રુદ્દીન નામે ત્રણ પુત્રો અને બીબી હાફિઝા જમાલ નામે એક પુત્રી હતાં. બીબી હાફિઝા જમાલ ઘણાં જ પરહેઝગાર અને સંયમી ખાતૂન હતાં. તે સ્ત્રીઓને શરીઅતની જેમ રૂહાની તાલીમ આપતાં.

એમની શાંદી શૈખ રઝિયુદ્દીન (રહ.)–જે ઘણા કામિલ બુઝુર્ગ હતા, તેમની સાથે થઈ હતી.

## વફાત : અલ્લાહના દોસ્ત અલ્લાહની મુહબ્બતમાં ફના થઇ ગયા !

હઝરત ખ્વાજા ગરીબ નવાઝની બરકતવંતી ઝાતથી થોડાં જ વર્ષોમાં દીને ઈસ્લામનો સૂર્ય ઝગમગી ઉઠયો. આપની રૂહાની તાલીમના પ્રતાપે હિંદના વિશાળ પ્રદેશમાં માનવતા, એકતા અને હકનો સંદેશ પહોંચ્યો. આપે કામિલ અને આધ્યાત્મવાદમાં મહાનતાની ટોચે પહોંચેલા પોતાના ખલીફાઓને વિવિધ સ્થળે ઈસ્લામની તબ્લીગ અને લોકોની રૂહાની સેવા અર્થે મોકલી આપ્યા, જેમાં મુખ્યત્વે (૧) ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (૨) ખ્વાજા ફખ્રુદીન (ખ્વાજા ગરીબ નવાઝના નેક પુત્ર) (૩) શૈખ હમીદુદીન નાગોરી (૪) શૈખ વજીહુદીન (૫) શૈખ હમીદુદીન સૂફી નાગોરી* (૬) ખ્વાજા બુર્હાનુદ્દીન ઉર્ફે બદુ

---

*હઝરત શૈખ હમીદુદીન નાગોરી (રહ.) પણ ઘણા જાણીતા બુઝુર્ગ થઈ ગયા છે. આપને 'સુલ્તાનુત્તારિકીન'ના ઉપનામથી યાદ કરવામાં આવે છે. આપ ઉચ્ચ કક્ષાના કામિલ શૈખ હતા. મોજે સુવાલી જેને અત્યારે ફાગલી કહેવામાં આવે છે, તેમાં રહેતા હતા અને એકાદ વીઘુ જમીન રાખી, જાતે ખેતી કરી, જીવન પસાર કરતા. આપની ઉંમર ૧૦૪ વર્ષની થઈ હતી. આપ જોધપુર પ્રદેશના નાગોર મુકામે દફન થયા.

(૭) શૈખ અહમદ (૮) શૈખ મુહસિન (૯) ખ્વાજા સુલેમાન ગાઝી (૧૦) શૈખ શમ્શુદ્દીન (૧૧) ખ્વાજા હસન ખય્યાત (૧૨) શૈખ અબ્દુલ્લાહ (એક વખતના જયપાલ જોગી) (૧૩) શૈખ સદરુદ્દીન કિરમાની (૧૪) ખ્વાજા મુહંમદ યાદગાર (રહમતુલ્લાહિ અલયહિમ અજમઈન) વગેરે વગેરે હતા.

આ બુઝુર્ગોને વિવિધ સ્થળોએ એટલા ખાતર નિયુક્ત કરવામાં આવ્યા હતા કે તેઓ ઈસ્લામનું નૂર ફેલાવીને હિંદુસ્તાનના જહાલત અને કુફ્રના અંધકારને દૂર કરે. હિંદના મુસ્લિમ રાજકર્તાઓ જ્યારે તખ્ત અને તાજ માટે જંગ ખેલવામાં અને એક સ્થળેથી બીજે સ્થળે લશ્કરો ખસેડવામાં પરોવાયેલા હતા ત્યારે આ બોરિયાનશીનો–સાદડી પર બેસી સાદું જીવન ગુજારનારાઓ માનવીઓનાં દિલ અજવાળી રહ્યા હતા, તેમને દીને મુહંમદી તરફ બોલાવી રહ્યા હતા, અને આકાએ નામદાર તાજદારે મદીના સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સંદેશ ઘરેઘર ગાજતો કરી રહ્યા હતા; તલવારના ધણીઓથી, લશ્કરના કર્નલોથી અને મોટા તાજધારીઓથી એમને કાંઈ નિસ્બત નહોતી. તેમનાં જાહેરી સાધનોની એમને કાંઈ જરૂર નહોતી. માત્ર દીનના પ્રકાશમાં પોતાની રૂહાનિયતને અજવાળે તથા સદ્‌ગુણો; ભલાઈ, મિલનસારી, નમ્રતા, પ્રમાણિકતા, લોકસેવા અને માનવતાને બળે પોતાનો દીને ઈસ્લામ

ફેલાવવાનો હેતુ સફળ કરી રહ્યા હતા.

દીને મુહંમદીની મશાલ પ્રગટાવીને આ દેશને રૂહાની ઓજસ અર્પનાર હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)એ પોતાનો ઈસ્લામ ફેલાવવાનો હેતુ અલ્લાહના ફઝલથી સફળ કર્યો. આપના ફૈઝ અને બરકતથી અહીંના લોકો લાખોની સંખ્યામાં દીને ઈલાહીના પરવાના બન્યા. આખરે ખ્વાજા સાહેબની ઉમર ૯૭ વર્ષની થઈ. આપની ઉમરના આ છેલ્લા દિવસો હતા. મા'શુકને મળવા પહેલાં સાચા આશિક ઉપર જેવી હાલત છવાય તેવી હાલત અંતિમ દિવસોમાં આપના પર છવાઈ હતી. જાણે આપને ખબર અપાઈ ચૂકી હતી કે આ ભૂલોકથી મુક્ત થઈ તમારે હમેશની કાયમી જિંદગી તરફ કૂચ કરવાની છે.

ગુજરી જવાના વીસે'ક દિવસ પહેલાં આપે પોતાના શ્રેષ્ઠ ખલીફા હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) કે જે દિલ્હીથી એ સમયે પવિત્ર સેવામાં આવ્યા હતા તેમને પાસે બોલાવ્યા અને ફરમાવ્યું, "આખું જગત નૂરથી ભરાઈ ગયું છે !" આમ ફરમાવીને રડી પડયા. પછી કહ્યું; "હે દુરવેશો ! મને આ જગાએ એટલા માટે લાવવામાં આવ્યો છે, કે અહીં મારે દફન થવાનું છે. હવે થોડા જ દિવસોમાં હું આ દુનિયામાંથી કૂચ કરી જઈશ."

એ પછી શૈખ અલી સજઝી (રહ.) જે આપના કાતિબ–લહિયા તરીકે કામ બજાવતા હતા તેમને ફરમાવ્યું, ''શૈખ કુત્બુદ્દીન બખ્તિયાર કાકીને નામે એક હુકમ લખો કે તેઓ દિલ્હી જાય. મેં તેમને મારું ખિલાફતપદ અને ખ્વાજાઓનું આસન આપ્યું.'' એ પછી ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)ને દિલ્હી જવા ફરમાવી મુબારક હાથે પોતાની ટોપી તેમને માથે મૂકી અને શૈખ ઉસ્માન હારૂની કુદસ સિર્રૂહૂની લાકડી, પોતાનું તિલાવત માટેનું કુર્આન શરીફ અને મુસલ્લો આપ્યાં. જાણે હવે આ દુનિયામાં કાયમી વિખુટા પડતા હોય એમ પોતાના એ વહાલા ખલીફાને ભેટી પડયા અને સુલૂક વિષે સૂચનાઓ આપી, તેમ અત્યંત અસરકારક શબ્દોમાં નસીહતો ફરમાવી.*

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) પોતાના પીરો મુર્શિદના હુકમ મુજબ તેમનું આસન–ખિલાફતપદ સંભાળી દિલ્હી જવા રવાના થઈ ગયા. મુર્શિદના છેલ્લા દિવસોમાં તેમનાથી અલગ થવાથી આપનું હૈયું ભરાઈ આવ્યું, પરંતુ હુકમ બજાવવામાં સહેજ પણ ઉણપ ન આવે એટલા ખાતર તેઓ તરત દિલ્હી ચાલ્યા ગયા. તેમના દિલ્હી ગયા પછી એક રાત્રે ઈશાની નમાઝ પઢીને ખ્વાજા ગરીબ નવાઝ હુજરા મુબારકમાં

* આ પ્રસંગની વધુ વિગત હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના પ્રકરણમાં આવશે.

ગયા અને અંદરથી બારણું બંધ કરી યાદે ઈલાહીમાં મશ્ગૂલ થઈ ગયા. આપના ઉપર અત્યંત ઉગ્ર એવો વજદ છવાઈ ગયો. એ વેળા ખાનકાહની બહાર હાજર રહેલા આપના ખલીફાઓ અને મુરીદો વર્ણવે છે કે તે રાત્રે હુજરામાંથી એવો અવાજ આવતો હતો, જાણે વજદની હાલતમાં કોઈ પગ પછાડી રહ્યું હોય ! પાછલી રાત્રે એ અવાજ આવતો બંધ થઈ ગયો. જ્યારે વહેલી સવારે ફજરની નમાઝનો વખત થયો ત્યારે હુજરા મુબારકનું બારણું ખખડાવવામાં આવ્યું; પણ અંદરથી કાંઈ જવાબ ન મળ્યો. આખરે દરવાજો તોડવામાં આવ્યો ત્યારે જણાયું કે અલ્લાહના પ્યારા અલ્લાહના ઈશ્કમાં જીવ દઈ ચૂક્યા છે. (ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન) એ દિવસે હિજરી સન ૬૨૭ ના રજબ માસની ૬ ટ્ટી તારીખ અને રવિવારનો દિવસ હતો.

શૈખ મસ્ઉદ ગાઝી (રહ.) જે આપના ખલીફા હતા; તે વર્ણવે છે, કે સવારમાં ખ્વાજા સાહેબના હુજરા મુબારકનો દરવાજો ખોલીને જોવામાં આવ્યું ત્યારે જણાયું કે પવિત્ર રૂહ, દેહ મુબારકમાંથી ચાલી ગઈ છે. એ સમયે આપની પાક પેશાની પર નૂરાની અક્ષરોથી આ લખેલું જોવામાં આવ્યું; 'હબીબુલ્લાહિ માત ફી હુબ્બિલ્લાહિ' (અર્થ : અલ્લાહના દોસ્ત, અલ્લાહની મુહબ્બતમાં ફના થઈ ગયા). જ્યારે આપનો દેહ મુબારક કબરમાં ઉતારવામાં

આવ્યો ત્યારે પેશાની નૂરથી સૂર્યની જેમ ચમકતી હતી.

હઝરત ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે, કે અજમેરથી દિલ્હી આવ્યા પછી વીસ દિવસે જ્યારે મેં આપની વફાતના સમાચાર સાંભળ્યા ત્યારે મારા પર ભારે ગમગીની છવાઈ ગઈ. અફસોસ અને ગમની હાલતમાં જ તે રાત્રે મુસલ્લા પર હું ઊંઘી ગયો. સ્વપ્નમાં જોઉં છું કે આપ અલ્લાહના અર્શ નીચે ઉભા છે. મેં અદબથી માથું નમાવ્યું અને આપને ખબર પૂછી. આપે ફરમાવ્યું; ''અલ્લાહ તઆલાએ તેની કૃપા અને મહેરબાનીથી મને બખ્શી દીધો. કર્રૂબીઓ શ્રેષ્ઠ દરજાના ફરિશ્તાઓ અને અર્શની નજીક રહેનારાઓ પાસે મને સ્થાન આપ્યું. હવે હું અહીં જ રહું છું !''

**ચમન કે તા કયામત ગુલ ઔર બહાર બાદહ,**
**સનમે કે બર જમાલશ દો જહાં નિસાર બાદહ !**

## શાહ હો યા ફકીર ! અકીદતમંદ હે તેરે આસ્તાનેકા !

હઝરત કુત્બુલ મશાખીન ખ્વાજા મુઈનુદ્દીન હસન ચિશ્તી અજમેરી (રહ.)ની બરકતવંતી ઝાત પર હિંદવાસીઓ જેટલો ગર્વ કરે એટલો ઓછો છે. ઈસ્લામ ફેલાવી, દેશવાસીઓની રૂહાની રેહબરી કાજે સરદારે દો

જહાં સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના સન્માનિત એવા રૂહાની ફરઝંદ અને વારસદારને અહીં મોકલે એથી વધીને આપણું મોટું સદ્‌ભાગ્ય બીજું કયું હશે ? ખરેખર, આપની બરકતવંતી ઝાત આપણા માટે મહાન નેઅમત સમાન છે.

આપે દીને ઈસ્લામ ફેલાવી; રૂહાની ફૈઝ અને બરકતનો જે ઝરો હિંદુસ્તાનમાં ચાલુ કર્યો તેનાથી આજે સાડી સાતસો વરસ થયાં ગરીબ–અમીર સૌ ફૈઝ મેળવી રહેલ છે. સૌને આપની પવિત્ર ઝાત પર ભારે યકીન અને આસ્થા છે. આજે હિંદના કોઈ નાનકડા ગામડામાં પણ આપના બરકતવંતા નામથી કોઈ અજાણ્યું નહી હોય. ખ્વાજા સાહેબની વ્યાપક ફૈઝનો આ જીવંત પૂરાવો છે. હિંદવાસીઓ અને ખાસ કરીને મુસલમાનો આપનાથી તેમ આપના (ચિશ્તીયા) સિલસિલાના બુઝુર્ગોથી ભારે અકીદત રાખતા આવ્યા છે, અને રાખશે. ઈન્શાઅલ્લાહ !

અકીદતમંદોનું વર્તુળ કાંઈ સામાન્ય જનતા પૂરતું જ મર્યાદિત નથી; પણ હિંદના દરેક યુગના મોટા તાજધારીઓ અને રઈસોએ પણ ખ્વાજા સાહેબની પવિત્ર સેવામાં હાજરી આપી અકીદતમંદીનો પૂરાવો આપ્યો છે. સુલ્તાન શિહાબુદ્દીન ગોરીએ દિલ્હી અને અજમેરની જીત પછી આપની સેવામાં હાજરી આપી હતી, તેનું વર્ણન અગાઉ આવી ચૂક્યું છે.

દિલ્હીના સુલ્તાન શમશુદ્દીન અલ્તમશને આપના પર મોટી આસ્થા હતી. તે અનેક વાર ખિદમતમાં હાજરી આપતા અને ખડે પગે સેવા કરતા. એમને ચિશ્તીયા સિલસિલાના બુઝુર્ગો સાથે રૂહાની સંબંધ હતો. ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)ના એ મુરીદ પણ થયેલા. સુલ્તાન મુહંમદ ખીલજી અનેક વાર લડાઈઓ શરૂ કરતાં પહેલાં ખ્વાજા સાહેબના મઝાર પર હાજરી આપતો. તેણે મઝાર નજીક એક મસ્જીદ બંધાવી હતી; જે અત્યારે સંદલ-ખાનાના નામથી ઓળખાય છે.

સુલ્તાન શેરશાહ સૂરી અને ગુજરાતના સુલ્તાન બહાદુર શાહે પણ અજમેર જઈ મઝાર મુબારક પર હાજરી આપ્યાના દાખલા ઈતિહાસમાં મળે છે. ચિશ્તીયા સિલસિલાના એક બુઝુર્ગ શૈખ સલીમ ચિશ્તી (રહ.)ની દુઆથી ખુદાપાકે જયારે શહેનશાહ અકબરને ઘરે શાહઝાદા સલીમને જન્મ દીધો; ત્યારે શાહ અકબર અત્યંત અકીદતથી ખ્વાજા અજમેરી (રહ.)ના મઝાર શરીફ પર આવેલો. ત્યાં આવી તેણે સારી રીતે ખેરાત વહેંચાવી અને એક મસ્જિદ તથા ખાનકાહ બંધાવી. એ સિવાય શાહઝાદા મુરાદના જન્મ વખતે પણ શાહ અકબર દરગાહ શરીફ પર આવેલો. તારીખે ફરિશ્તામાં છે કે રાજ્ય વિષયક કામોમાંથી નવરાશ મળતી ત્યારે ખ્વાજા સાહેબની દરગાહ પર અકબર અચૂક હાજર થતો હતો.

અકબરના પુત્ર શાહ જહાંગીરે પણ અજમેર આવી આસ્તાના મુબારક પર હાજરી આપી હતી. એ વેળાનું વર્ણન કરતાં તે પોતે લખે છે; "૨૬ મી શાબાન, રવિવારને રોજ અજમેર પહોંચ્યા. તે દિવસે સવારમાં શહેર તરફ આગળ વધ્યા. જ્યારે શહેરને ફરતો કોટ અને ખ્વાજા બુઝુર્ગનો મઝાર દેખાવા લાગ્યો ત્યારે (એક ગાઉ દૂરથી જ) હું પગે ચાલવા લાગ્યો. રસ્તામાં બંને બાજુએ વિશ્વાસુ કર્મચારીઓને રાખ્યા કે રસ્તામાં ફકીરો અને મોહતાજોને નાણાં વહેંચતાં વહેંચતાં આગળ વધે. સાંજે રોઝા મુબારકની ઝિયારતથી પાવન થયા ......... !"*

જહાંગીર પછી દિલ્હીની ગાદી પર આવનાર બાદશાહ શાહજહાંએ પણ હઝરત ખ્વાજા ગરીબ નવાઝની દરગાહ પર અનેકવાર હાજરી આપી. તેણે રોઝા મુબારકની પાસે સંગે મરમરની મસ્જિદ બંધાવી હતી, જે હજીયે છે. શાહજહાંની દીકરી શાહઝાદી જહાંઆરા બેગમને હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પ્રત્યે ભારે અકીદત હતી. તેણે આપ પ્રત્યે આસ્થા અને અકીદત દર્શાવતું તેમ પોતાની અજમેરની મુલાકાત આલેખતું વર્ણન અત્યંત અસરકારક શબ્દોમાં પોતાના પુસ્તક 'મૂનિસુલ અરવાહ'માં કર્યું છે.

શહેનશાહ ઔરંગઝેબે પણ અજમેર આવી હઝરત

* ઝંક જહાંગીરી

ગરીબ નવાઝના રોઝા પર હાજરી આપી, એ મહાન વલીયુલ્લાહ પ્રત્યે પોતાની અકીદતમંદી જતાવી હતી. હિજરી સન ૧૦૬૮, ૧૦૯૦ અને ૧૦૯૧ એમ ત્રણ વાર તેમણે રોઝા મુબારક પર હાજરી આપી હતી.

અંગ્રેજોના શાસનકાળ દરમિયાન ઈ.સ.૧૯૦૨ માં હિંદના તે સમયના વૉઈસરોય લોર્ડ કર્ઝન આસ્તાના મુબારક પર હાજર થયા હતા. હઝરત ખ્વાજા ગરીબ નવાઝ પ્રત્યે હિંદની તમામ પ્રજાની ભારે આસ્થાની તેમના પર ઊંડી છાપ પડી હતી. મહાત્મા ગાંધીજી પણ ખિલાફત ચળવળ વેળા દરગાહ શરીફની મુલાકાતે આવ્યા હતા.

હિંદુસ્તાન આઝાદ થયા પછી તેના ભારત અને પાકિસ્તાન એમ બંને રાજ્યોના વડા હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ના દરબારથી આસ્થા રાખતા રહ્યા છે. ભારતના રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્ર પ્રસાદ સને ૧૯૫૧ અને ૧૯૫૫ માં અજમેર ગયા હતા. તેમણે ત્યાં જઈ આસ્તાના મુબારક પર હાજરી આપી પોતાની અકીદતમંદીનો પૂરાવો આપ્યો. વળી ભારતના વડાપ્રધાન શ્રી જવાહરલાલ નહેરૂ પણ અત્યાર સુધીમાં ઈ. સ.૧૯૪૫, ૧૯૪૭ અને ૧૯૫૪ એમ ત્રણ વાર દરગાહ શરીફ પર હાજરી આપી ખ્વાજા ગરીબ નવાઝના ફૈઝભર્યા દરબારથી લાભ લઈ ચૂક્યા છે.

વર્તમાન સમયના શૈખે કામિલ અને મહાન બુઝુર્ગ હઝરત મૌલાના સૈયિદ હુસૈન અહમદ સાહેબે પણ ઓક્ટોબર ૧૯૫૨માં હઝરત ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)ના મઝાર મુબારક પર ઘણી અકીદતમંદી, આસ્થા અને યકીન સહિત હાજરી આપી હતી. અજમેર સ્ટેશને ઉતરી આપ સીધા દરગાહ શરીફમાં ગયા હતા. દરગાહના મુતવલ્લી, સજ્જાદાનશીન અને ખાદિમો વગેરે આપની સાથે હતા. આપે પવિત્ર મઝાર પર જઈ ફાતિહા ખ્વાની અને ઈસાલે સવાબ કર્યા પછી દરગાહની પ્રણાલિકા મુજબ દરગાહના સંચાલકોએ દસ્તારબંદી કરી આપનું તથા આપના સાથીઓનું સન્માન કર્યું હતું.

અજમેર શરીફની મુલાકાત દરમિયાન હઝરત શૈખ હુસૈન અહમદ સાહેબે એક જાહેર સભામાં ફરમાવ્યું; "મને અનહદ હર્ષ છે કે આજે હું તે પવિત્ર અને સર્વશ્રેષ્ઠ હસ્તીના આસ્તાના મુબારક પર આવ્યો છું; જે હિંદુસ્તાનમાં હિદાયત, સન્માર્ગ અને ઝાહિરી તથા બાતિની ફૈઝના ઝરણ સમાન હતી. મારું તો એ યકીન છે, કે જેમ હક તઆલાએ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દુનિયામાં પેદા ફરમાવીને તમામ માનવ જગત પર એહસાન અને કૃપાવૃષ્ટિ કરી છે તેમ હિંદુસ્તાનમાં ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિને મોકલી આ દેશની ધરતી પર વસનાર સૌ કોઈ માટે પોતાની કૃપા

અને મહેરનો તથા હિદાયત અને સન્માર્ગનો વસીલો પેદા કરી દીધો છે. ખરેખર, ખ્વાજા સાહેબ તે મહા પુરૂષ હતા જેમણે હિંદુસ્તાનમાં ઈમાનનું નૂર ફેલાવ્યું. લાખોએ એમનાથી ફૈઝ–લાભ મેળવ્યો, અસંખ્ય માનવીઓ એમના હાથ મુબારક પર ઈસ્લામથી પાવન થયા, હજારો અવલિયા અલ્લાહ એમના પવિત્ર ફૈઝથી લાભવંત થઈ વલીને દરજે પહોંચ્યા, અને કરોડો ઈન્સાનોનાં જીવન સુધર્યાં. મતલબ કે બરકત અને ફૈઝનાં એવાં ભરપુર ઝરણા વહ્યાં; જેનાથી આજે પણ માનવજાતિ તૃપ્તિ મેળવી રહેલ છે, અને મેળવતી રહેશે. (ઈન્શાઅલ્લાહ !)

હઝરત શૈખે પોતાની અકીદતમંદીની વિશેષ ચોખવટ કરતાં ફરમાવ્યું; "હું આપને સ્પષ્ટ રીતે જણાવવા ઈચ્છું છું, કે અમે અને અમારા અકાબિરો (મોટેરાઓ) ખ્વાજા સાહેબથી તેવા જ સંબંધ અને અકીદા રાખીએ છીએ જેવા સૌ કોઈ રાખે છે; અમારા વિષે કેટલીક ગલત વાતો જોડી કાઢવામાં આવી છે; તે ખરેખર ખોટે માર્ગે દોરનારી છે. અમારા તમામ વડીલોનો અને હિંદુસ્તાનના બધા બુઝુર્ગો તથા અવલિયાએ કિરામનો સિલસિલો હઝરત ખ્વાજા સાહેબ (રહ.) સુધી પહોંચે છે, અને સૌને તેમનાથી જ સંબંધ અને ઈઝઝત પ્રાપ્ત થએલ છે. અમારા વિષે જે કાંઈ કહેવામાં આવે છે તે ફક્ત એટલા ખાતર કે અમે તસવ્વુફ અને રૂહાનિયતની સાથે સાથે પવિત્ર શરીઅતની ઝાહિરી

પાબંદી પણ કરીએ છીએ, અને અહકામો તથા અકીદાઓનું ચીવટાઈપુર્વક અનુસરણ કરીએ છીએ. અમે સૌ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની બુઝુર્ગીભરી શાન અને આપના સન્માનને સ્વીકારનારા તેમ તેમના નૂર અને ફૈઝથી લાભ ઉઠાવનારા છીએ.''

અજમેર શરીફથી પાછા ફરતાં હઝરત શૈખ મદ ઝિલ્લહુ ફરીવાર આસ્તાના મુબારક પર હાજર થયા હતા અને ઈસાલે સવાબ તથા દુઆ કરી વિદાય થયા હતા.

આ રીતે અમીર હોય કે ગરીબ, શાહ હોય કે ફકીર, હિંદુ હોય કે મુસલમાન સૌ ભારે યકીન અને અકીદત સહિત ખ્વાજા સાહેબના મઝાર મુબારક પર હાજરી આપે છે; આપનો બરકતભર્યો વસીલો પકડી ખુદાપાકથી દુઆ ગુઝારે છે અને પોતાના મનની મુરાદો પામે છે.



## હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)ના અત્યંત માનીતા ખલીફા હોવાનું માન હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને ફાળે જાય છે. હઝરત ખ્વાજા અજમેરી (રહ.)એ હિદાયત અને સત્યમાર્ગની જે મશાલ ચેતાવી તેના પવિત્ર નૂરને વ્યાપક કરવાનું– ફેલાવવાનું કામ ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)એ ઘણી ઉત્તમ રીતે બજાવ્યું. આપની ગણના હિંદુસ્તાનના મહાન અવલિયાએ કિરામમાં થાય છે.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના રૂહાની ફૈઝ અને તબ્લીગી બોધથી તથા આપના ઉત્તમ સદાચાર અને નેકીભરી રહેણી–કરણીથી હજારો લોકોએ લાભ લીધો. આપ પોતાના સમયના સર્વશ્રેષ્ઠ બુઝુર્ગ અને કામિલ વલી હતા.

## હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (રહ.)નું પ્રાથમિક જીવન

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)નો જન્મ હિ.સ. ૫૬૧ માં મધ્ય એશિયાના તુરાન પરગણાના ઔશ ગામે થયો હતો. આપનું મુબારક નામ બખ્તિયાર અને

ઉપનામ કુત્બુદ્દીન હતું. આપની એક જાણીતી કરામતને પરિણામે લોકજીભે 'ખ્વાજા કાકી' કહેવાતા, આપ હુસૈની સાદાતમાંથી છે. આપના માનનીય પૂર્વજોનો સિલસિલો સત્તરમી પેઢીએ અમીરુલ મુઅમિનીન હઝરત અલી રદિયલ્લાહુ તઆલા અન્હુને જઈ મળે છે. જેમકે ખ્વાજા કુત્બુદ્દીન ઔશી બિન સૈયિદ કમાલુદ્દીન બિન સૈયિદ મૂસા બિન સૈયિદ અહમદ ઔશી બિન સૈયિદ કમાલુદ્દીન બિન સૈયિદ મુહંમદ બિન સૈયિદ અહમદ બિન સૈયિદ રઝિયુદ્દીન બિન સૈયિદ હિસામુદ્દીન બિન સૈયિદ રશીદુદ્દીન બિન સૈયિદ જઅફર બિન સૈયિદ નફિયુલ વુજૂદ બિન અલી મૂસા રઝા બિન મૂસા કાઝિમ બિન જઅફર સાદિક બિન મુહંમદ બાકિર બિન ઝયનુલ આબિદીન બિન ઈમામ હુસૈન બિન અમીરુલ મુઅમિનીન હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ.

હઝરત ખ્વાજા કુતુબ સાહેબના પિતાજી સૈયિદ કમાલુદ્દીન પોતાના સમયના એક મહાન બુઝુર્ગ હતા. હઝરત ખ્વાજા સાહેબના જન્મ પછી દોઢ વર્ષે આપના પિતાજી વફાત પામ્યા, પરિણામે ખ્વાજા સાહેબને ઉછેરવાની અને આપને શિક્ષણ અપાવવાની જવાબદારી અમ્માને શિરે આવી પડી, આપનાં માજી ઘણા નેક અને પવિત્ર ખાતૂન હતાં. તેમણે આપને નેકીની તાલીમ આપી, અને આપનામાં ઉમદા ગુણ કેળવ્યા. જ્યારે આપ પાંચ

વરસના થયા ત્યારે આપનાં માજીએ ઑશ ગામના મદ્રસામાં જ મૌલાના અબૂ હફસ નામના એક આલિમ પાસે શિક્ષણ લેવા બેસાડયાં. તેમની સેવામાં રહીને આપે કુર્આન શરીફ અને શરીઅતનું શિક્ષણ મેળવ્યું, તેમ આંતરિક તથા બાહ્ય રીતે સદ્‌ગુણો કેળવી તરીકતનો ઇલ્મ પણ મેળવ્યો. આપને નાનપણથી જ રૂહાનિયતનો રંગ લાગેલો હતો; એટલે બચપણથી જ અલ્લાહની યાદમાં લીન રહેતા. ખુદાની બંદગીમાં વખત ગાળતા, દુનિયાની ચીજવસ્તુઓ પ્રત્યે આપને લાલસા નહોતી.

## લાયક મુરીદને લાયક પીર મળે છે !

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ શરીઅતની તાલીમ તો પોતાના વતનમાં જ લીધી; પરંતુ બાતિની તાલીમને વિકાસ આપવા અને સુલૂક (અલ્લાહ સાથેના ઇશ્કના સંબંધ)ની મંઝિલો પસાર કરવા માટે આપ કોઈ કામિલ વલીયુલ્લાહની શોધમાં હતા. તે સમયે મધ્ય એશિયામાં અનેક અલ્લાહવાળા બુઝુર્ગો હતા. ખાસ કરીને હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)ની ઘણી ખ્યાતિ અને ઇઝઝત હતી. હઝરત ખ્વાજા અજમેરી (રહ.) જયારે તુરાન પ્રદેશની સફર કરતા કરતા ઑશ ગામે પધાર્યા ત્યારે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ઘણી જ અકીદતમંદી સહિત તે માનવંતની સેવામાં

ગયા અને રૂહાની ફૈઝ મેળવી મુરીદ બન્યા.*

હઝરત ખ્વાજા અજમેરી (રહ.) જેવા બાકમાલ અને શ્રેષ્ઠતમ શૈખના ફૈઝભર્યા સહવાસથી આપને વિશાળ રૂહાની શક્તિ અને કમાલ પ્રાપ્ત થયાં. શૈખની સેવામાં રહીને આપે સુલૂકની અઘરી મંઝિલો પસાર કરી, અને ઊંડું બાતિની શિક્ષણ મેળવ્યું, વળી પીર સાથે રહી અનેક પ્રદેશોની સફર કરી દુરવેશીના અનુભવો મેળવ્યા.

હઝરત કુતુબ સાહેબ (રહ.) ફરમાવે છે, કે હું મારા પીરો મુર્શિદ ખ્વાજા બુઝુર્ગ (હઝરત મુઈનુદ્દીન ચિશ્તી રહ.) સાથે હજ કરવા ગયો. હજ કરીને પાછા ફરતાં અમે એક શહેરમાં થોભ્યાં; જેનું નામ મને હવે યાદ નથી. એ શહેર પાસે એક ગુફા હતી, જેમાં એક બુઝુર્ગ રહેતા હતા. અલ્લાહના ડરથી તેમના શરીર પર જાણે માંસ નહોતું રહ્યું, સુકાઈને લાકડા જેવા થઈ ગયા હતા. ખ્વાજા બુઝુર્ગે મને ફરમાવ્યું; "તમારી મરજી હોય તો આપણે અહીં થોડા દિવસ એમની પાસે રહીએ." મેં અદબથી અરજ કરી; "હઝરત ! જેવી આપની ઈચ્છા, હું રાજી છું."

* સિયરુલ આરિફીન પૃષ્ઠ ૪૬. કેટલાક ઈતિહાસકારોનું કહેવું છે કે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)થી બગદાદ મુકામે ઈમામ અબુલ્લૈસની મસ્જિદમાં બેઅત કરી હતી.

# "દુનિયાના લાલચુ ન બનશો"

હઝરત કુતુબ સાહેબ ફરમાવે છે કે; ''એ પછી અમે તેમની પાસે એક મહિનો રહ્યા પણ મહિનામાં તે માત્ર એક જ દિવસ થોડી વાર માટે જાગૃતિ (સહવ)માં આવ્યા. બાકી બધો વખત અલ્લાહની યાદમાં એટલા લીન રહેતા કે પાસે કોણ આવ્યું છે તેની ય ખબર ન રહેતી. તેમને જાગૃતિમાં આવેલા જોઈ અમે સલામ કરી. તેમણે સલામનો જવાબ દઈ ફરમાવ્યું; 'તમને અહીં આવતાં તકલીફ થઈ, પણ તમે એનો નેક બદલો પામશો ! કેમ કે જે શખ્સ દુરવેશોની સેવા કરે છે તેનો ધારેલો (નેક) હેતુ પાર પડે છે.' પછી ફરમાવ્યું; ''બેસી જાઓ !'' અમે બેસી ગયા ત્યારે તેઓ પોતાના વિષે વાત કરવા લાગ્યા કે; 'હું શેખ મુહંમદ અસ્લમ તૂસી (રહ.)ની ઓલાદમાંથી છું. આ રીતે અલ્લાહની યાદમાં ત્રીસ વરસથી ગરકાવ છું. મને રાત–દિવસની ખબર નથી રહેતી. હક તઆલા આજે મને માત્ર તમારા લીધે હોશમાં લાવેલ છે. હે દોસ્તો ! હવે તમને રજા છે. તમે જાવ ! ખુદાપાક તમને તમારી આ તકલીફનો નેક બદલો આપે. પણ હા, તમે મારી એક વાત યાદ રાખજો કે દુનિયાના લાલચુ ન બનશો, મખ્લૂકથી દૂર રહેજો, અને જે કાંઈ તમારી પાસે આવે તેને કદિ પોતાની પાસે ન રાખી મૂકતા, નહિ તો દુરવેશી પ્રાપ્ત થશે નહિ. વળી હક તઆલાની યાદ સિવાય બીજા કશાની મમતા ન રાખતા !'

આમ કહી તેઓ ફરીથી યાદે ખુદામાં ખોવાઈ ગયા !"

હઝરત કુતુબ સાહેબ (રહ.) ફરમાવે છે કે, એક વેળા હું અને ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) સફર કરતા કરતા એક નદીને કિનારે પહોંચ્યાં. અમને બહુ ભૂખ લાગી હતી; અને પાસે ખાવાને કાંઈ નહોતું, એવામાં એક બકરી આવી. તેના મોંમાં જવના બે રોટલા હતા. બકરીએ અમારી સામે બંને રોટલા નાંખી દીધા, અને ચાલી ગઈ. ખુદાપાક તરફથી એ રોટલા આવેલા સમજીને શુક્ર અદા કરી અમે ખાઈ લીધા. થોડીવારે અમે જોયું કે એક મોટો વીંછી દોડતો દોડતો જઈ રહ્યો છે. મેં ખ્વાજા નાગોરી (રહ.)ને કહ્યું કે આમાં કોઈ કુદરતી હિકમત–ભેદ સમાયેલ જણાય છે. અમે તે વીંછીની પાછળ પાછળ ગયા. થોડે દૂર ગયા હશે ત્યાં જોયું કે નદીને કિનારે એક ઝાડ નીચે કોઈ માણસ સૂતો છે, અને એક અજગર તેની તદ્દન નજીક પહોંચી ગયેલો છે, જે પેલા માણસને દંશવાની તૈયારીમાં છે. વીંછી ઉતાવળે તેની પાસે પહોંચી ગયો અને અજગરને એવો તો ડંખ દીધો કે તે મરી ગયો. વીંછી ડંખ મારીને ચાલ્યો ગયો. અમે વિચાર્યું કે સૂતેલો માણસ જરૂર કોઈ મોટો બુઝુર્ગ (સંત) હોવો જોઈએ, જેથી અલ્લાહ તઆલાએ અજગરથી એનું આવું રક્ષણ કર્યું. અમે તે માણસની નજીક ગયા. જઈને જોયું તો તે ઉલ્ટી કરીને નશાની હાલતમાં પડેલો જણાયો. તેણે ખૂબ શરાબ

ઢાંચ્યો હતો. આ જોઈને અમારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ કે આ માણસ ખુદાપાકનો આવો નાફરમાન છતાં તેના પર અલ્લાહપાકની આવી મહેરબાની ! અમે આ વિચારમાં જ હતા કે ગૈબથી અવાજ આવ્યો; 'હે મારા અઝીઝો ! અમે જેમ નેક અને પરહેઝગાર શખ્સોની મદદ કરીએ છીએ તેમ શરાબીઓ અને ગુનેહગારોનું પણ રક્ષણ કરીએ છીએ !'

થોડીવારે શરાબના નશામાં ચકચૂર થઈને પડેલો પેલો માણસ ઉઠયો અને પોતાની પાસે અજગર પડેલો જોઈને ભયભીત થયો. અમે તેને વીંછી અને સાંપની બનેલી બીના કહી સંભળાવી અને કહ્યું; ''ખુદાપાકની કેટલી કૃપા છે કે તું નાફરમાની કરે છે છતાં તેણે તારી હિફાઝત કરી.'' અમારી વાત સાંભળીને તેને પોતાના કામો બદલ પસ્તાવો થવા લાગ્યો. તેણે એ જ વખતે શરાબ નહીં પીવાના તથા ખરાબ કામોથી અળગા રહેવાના કસમ લીધા. પાછળથી અમે સાંભળ્યું કે તે શખ્સ મોટો બુઝુર્ગ બની ગયો છે. ખરેખર, ખુદાપાકની કૃપા અને દયાની પળો એવી છે કે હજારો શરાબીઓ દારૂના પીઠાથી મોં ફેરવીને (તોબા કરીને) અવલિયાના આસને બિરાજે, અને જો તે ક્રોધિત થાય તો હજારો સજ્જાદાનશીનોને દારૂના પીઠામાં પહોંચાડી દે ! જેથી, હે ભાઈ ! આ દુરવેશીની રાહમાં નચિંત ન રહેવું જોઈએ !''

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા અજમેરી (રહ.) સાથે અનેક પ્રદેશોની સફર કરી. ખ્વાજા અજમેરી (રહ.)ને આપના પર ઘણું હેત હતું. માત્ર સત્તર વર્ષની ઉંમરમાં તેમણે આપને ખિલાફત અર્પી. ખ્વાજા અજમેરી (રહ.) એ પછી હિંદુસ્તાન તરફ રવાના થયા અને હઝરત કુત્બુદ્દીન (રહ.) પોતાના વતનમાં રહી અલ્લાહની બંદગીમાં પરોવાયા.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) સખત મુજાહિદા કરતા. દુનિયાથી અલગ થઈને રાતદિન ખુદાપાકની બંદગીમાં મશ્ગૂલ રહેતા, છતાં લોકો આપની સેવામાં આવીને આપનાથી ફૈઝ ઉઠાવતા.

## દુરૂદ શરીફ ન પઢવાથી નબવી દરબારમાંથી ઠપકો મળે છે !

તારીખે ફરિશ્તામાં છે કે આપ રાત દિવસમાં થઈને અઢી સો રકાત નમાઝ પઢતા, અને દર રાત્રે નિયમિત રીતે ત્રણ હજારવાર દુરૂદ શરીફ પઢીને આકાએ નામદાર હુઝૂર મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર બારગાહમાં ભેટ ધરતા. એક વેળા આપે વિવિધ પ્રદેશોની સફરનો ઈરાદો કર્યો. જ્યારે આપનાં અમ્માએ આ જાણ્યું કે ખ્વાજા સાહેબ તો ઘર છોડી દૂર દૂર સુધી પ્રવાસ કરવાનો

ઈરાદો સેવે છે; ત્યારે તેમણે અત્યંત આગ્રહ સહિત આપની શાદી, ઘણાં નેક અને ખૂબસૂરત એવાં એક ખાતૂન સાથે કરી. શાદી પછીની પહેલી ત્રણ રાતોમાં નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર દરબારમાં દુરૂદ શરીફ મોકલવાનો નિયમ છૂટી ગયો, અને દરરોજ ત્રણ હજારવાર દુરૂદ શરીફની ભેટ ન મોકલી શકાઈ.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના એક મુરીદ હતા, જેમનું નામ રઈસ અહમદ હતું. તેઓ ઘણા પરહેઝગાર અને અલ્લાહવાળા બુઝુર્ગ હતા. તેમણે એ દિવસોમાં એક રાત્રે ખ્વાબ જોયો. ખ્વાબમાં તેઓ જુએ છે કે એક ઘણો સુંદર અને મોટો સજાવટવાળો મહેલ છે. એ મહેલની પાસે લોકોની પુષ્કળ ભીડ જામી છે, અને નૂરાની ચહેરાવાળા મધ્યમ કદના એક માણસ મહેલમાંથી વારંવાર આવજા કરે છે ને બહાર ઉભેલા લોકોના સંદેશા મહેલમાં લઈ જાય છે, તેમ તેમના જવાબ લાવે છે. આ જોઈ રઈસ અહમદે ત્યાં ઉભેલા એક માણસને પૂછયું, કે મહેલમાં સંદેશા લઈ જનાર આ બુઝુર્ગ કોણ છે અને કઈ આબરૂદાર હસ્તીનો આ દરબાર છે ? તે માણસે કહ્યું, કે આ મહેલમાં હઝરત સરવરે કાયનાત હુઝૂર મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બિરાજમાન છે, અને સંદેશા લઈ જનાર શખ્સ હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિ.) છે. આ સાંભળીને રઈસ અહમદ ટોળામાં

ઘૂસી ગયા અને લોકો વચ્ચે રસ્તો કરી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) નજીક જઈ અરજ કરી કે, "મુજ નાચીઝ તરફથી પણ આકાએ નામદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં અરજ કરો કે રઈસ અહમદ નામે આપનો એક ગુલામ આપના પવિત્ર દીદાર માટે આશાવંત છે." હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) મહેલમાં ગયા અને થોડીવારે બહાર આવી જવાબ લાવ્યા, કે હઝરત રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે, "હજી તમારામાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પવિત્ર દીદાર કરવાની લાયકાત જન્મી નથી. તમે જાવ, અને કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને અમારા સલામ પહોંચાડો, અને કહેજો કે તમે રોજ રાત્રે દુરૂદ શરીફની જે ભેટ અમારા માટે મોકલતા હતા તે ત્રણ રાતોથી શા માટે બંધ છે ?"

જ્યારે રઈસ અહમદ જાગ્યા ત્યારે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની સેવામાં જઈ ખ્વાબની બધી વિગત કહી સંભળાવી. હુઝૂર રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી મળેલો ઠપકો સાંભળી પોતાની ગફલત બદલ આપને ઘણો અફસોસ થયો. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં ત્રણ રાતોથી દુરૂદ શરીફ ન મોકલી શકાયું તેનો આપ પસ્તાવો કરવા લાગ્યા. દુનિયા સાથેના પોતાના

સંબંધો એકદમ ઘટાડી દીધા.

એ પછી આપ સફરમાં નીકળી પડયા, અને દુરવેશોના સહવાસમાં રહી તેમનાથી લાભ મેળવતા રહ્યા. સફર કરતાં કરતાં આપ બગદાદ પહોંચ્યા, અને ત્યાંના આરિફો તથા વલીઓથી મુલાકાત કરી. બગદાદમાં થોડો સમય રોકાઇ આપ શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.) અને શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.)થી અનેકવાર મળ્યા અને એ બુઝુર્ગોથી ફૈઝ મેળવ્યો. જેમ કે આપ પોતાના મલ્ફુઝાતમાં ફરમાવે છે, "મને બગદાદમાં અનેક વાર હઝરત શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.)ની સેવામાં જવાનો મોકો મળ્યો. ખરેખર, તેઓ ઘણા મોટા બુઝુર્ગ અને ઈબાદત ગુઝાર તથા ઝાહિદ હતા. મેં મારી સફર દરમિયાન તેમના જેવા કોઈ આબિદ નથી જોયા !"

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) બગદાદમાં હતા, એ દિવસોમાં શૈખ જલાલુદ્દીન તબરેઝી (રહ.) કે જે મોટા વલી હતા, તેઓ ખુરાસાનથી બગદાદ આવ્યા હતા. તે આપને બગદાદમાં જોઈ ઘણા ખુશ થયા અને ઘણી મુહબ્બતભરી વર્તણુંક કરી. તેમણે ખ્વાજા સાહેબને ખબર આપી કે તમારા પીર હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) હિંદુસ્તાન પહોંચી ગયા છે, અને અત્યારે તેમનો મુકામ દિલ્હીમાં છે. આ ખબર સાંભળી ખ્વાજા સાહેબ પોતાના પીરો મુર્શિદની સેવામાં જવા

બેકરાર થઇ ગયા, અને પોતે પણ હિંદુસ્તાન જવાનો નિર્ણય કરી આગળ વધવા સફર આદરી. સફરમાં થયેલા અનુભવની નોંધ આપના મલ્ફુઝાતમાં મળી આવે છે.

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે, કે એક વેળા હું સફરમાં હતો, ત્યારે એક મહાન બુઝુર્ગને મળવાનું સદ્દભાગ્ય મને મળ્યું. જો કે તેઓ ઘણા માલદાર હતા; પણ ભારે ઈબાદતગુઝાર. મુજાહિદા (ઈબાદતમાં કષ્ટ) કરવાથી તેમનું શરીર અત્યંત દુબળું થઇ ગયું હતું. શરીરમાં માત્ર હાડકાં જ દેખાતાં હતાં. તેમનો રોજનો નિયમ હતો, કે ચાશતની નમાઝથી પરવારી લંગરખાનામાં જતા. લંગરખાનામાં હજારો મણ ખાવાનું રંધાતું. ઝોહરની નમાઝ સુધી તે ખાવાનું વહેંચવામાં રોકાતા. જે કોઇ આવે તેને ખવડાવતા, અને કોઈને કપડાંની જરૂર હોય તો હુજરામાં જઇ તેને પોતાના તરફથી કપડાં પહેરાવતાં. એટલે સુધી કે લંગરખાનામાં કાંઈ જ બાકી ન રહેતું. એ પછી તેઓ મુસલ્લા પર જઇ બેસતા. તેમનો હુકમ હતો કે જે કોઈ આવે તેને તેમની પાસે મોકલી દેવામાં આવે. તેઓ મુસલ્લા નીચે હાથ નાખતા, અને આવનારની કિસ્મતમાં જે કાંઈ હોતું તે આપી દેતા. થોડા દિવસ હું તે બુઝુર્ગની સેવામાં રહ્યો. તેઓ દરરોજ રોઝો રાખતા. રોઝો ખોલતી વેળા તેમની પાસે ખજુરની ચાર પેશીઓ આવતી, જેમાંથી બે મને આપતા અને બે પોતે ખાૅતા. એક વેળા

મને ફરમાવ્યું; "દુરવેશ જ્યાં સુધી લોકોથી અળગો રહીને એકાંત ન સેવે, ઓછું ન જમે, ઓછું ન સૂએ અને ઓછું ન બોલે ત્યાં સુધી ઊંચા સ્થાનવાળો બની શકતો નથી !"

## "હું દરરોજ હજાર વાર કુર્આન શરીફ પઢું છું !"

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે, કે હું ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) સાથે મક્કા મુઅઝઝમા ગયો. અમે ત્યાં ખાન–એ કા'બાનો તવાફ કરી રહ્યા હતા. અમારી આગળ એક બુઝુર્ગ પણ તવાફમાં હતા. તે બુઝુર્ગનું નામ શૈખ ઉસ્માન હતું. તેઓ શૈખ અબૂ બક્ર શિબ્લી (રહ.)ની ઔલાદમાંથી હતા. અમે બંને તવાફમાં તેમની પાછળ પાછળ કદમ મૂકતા. તેઓ જે જગાએ જતાં ત્યાં અમે પણ તેમની પાછળ જતા. શૈખ ઉસ્માનને પોતાની રોશન ઝમીરી (અંતર પ્રકાશ)થી, તેમને પગલે પગલે આવવાની અમારી રીતની જાણ થઇ ગઇ. તેમણે ફરમાવ્યું; "માત્ર ઝાહિરી અનુકરણનો કાંઇ અર્થ નથી. મારું અમલી અનુકરણ પણ કરો !" અમે અરજ કરી કે; "હઝરત ! આપનું અમલી અનુકરણ શું છે ?" તેમણે ફરમાવ્યું; "હું દરરોજ હજાર વાર કુર્આન શરીફ પઢું છું." તેમની આ વાત સાંભળીને અમને નવાઇ લાગી કે દરરોજ હજાર વાર કુર્આન શરીફ પઢવું એ ઇન્સાનની

તાકત બહાર છે. કદાચ દરેક સૂરહની શરૂઆતની આયતો પઢી લેતા હશે. હજી અમે એવો વિચાર કરતા હતા એટલામાં તેમણે પાછા ફરીને અમારા તરફ જોયું અને પોતાની રોશન ઝમીરીથી અમારા વિચારો જાણી લઇ ફરમાવ્યું; "તમારા ખ્યાલ ખોટા છે. હું દરરોજ હજાર વાર કુર્આન શરીફ શબ્દે–શબ્દ પઢું છું. (કાંઇ પણ છોડતો નથી.)"

જયારે હઝરત ખ્વાજા કુત્બુદીન કાકી (રહ.)એ આ બનાવ મજલિસમાં કહી સંભળાવ્યો ત્યારે હાજર રહેલા બુઝુર્ગોમાંથી મૌલાના અલાઉદ્દીન કિરમાની (રહ.)એ કહ્યું; "જે વાત અક્કલમાં ન આવે તે કરામત હોઇ શકે છે. કરામતમાં અક્કલને કાંઇ દખલ નથી." આ સાંભળી હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)ની પવિત્ર આંખોમાં આંસુ આવી ગયા.

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) પ્રવાસ કરતાં કરતાં આખરે હિંદુસ્તાન આવી પહોંચ્યા. આપ મુલ્તાન આવ્યા ત્યારે ત્યાંના બુઝુર્ગ શૈખ બહાઉદ્દીન ઝકરિયા મુલ્તાની (રહ.) આપની સાથે અત્યંત મુહબ્બત અને હેતથી વર્ત્યા. આપ તેમને ત્યાં થોડા દિવસ રોકાયા. એ સમયે મુલ્તાનમાં શૈખ ફરીદુદીન ગંજશકર (રહ.) દુરવેશીની શરૂઆતની હાલતમાં હતા. તેઓ ખ્વાજા કાકી (રહ.)ના મુલ્તાનમાંના આગમનના સમાચાર સાંભળી

ઘણા રાજી થયા, અને આપની સેવામાં આવ્યા. ખ્વાજા સાહેબની પહેલી જ મુલાકાતમાં તેમના પર રૂહાનિયતનો રંગ ચઢી ગયો. તેમણે આપના હાથ પર બેઅત કરી. બેઅત વખતે આપે બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)માં રહેલા દુરવેશીના ઉચ્ચ ગુણો અને વિશેષતાઓ પામી જઇ તેમને ઉદ્દેશી ઉત્સાહપ્રેરક અને મુહબ્બતભર્યા શે'ર ઉચ્ચાર્યા.

બેઅત પછી બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) આપની સેવામાં રહી સુલૂકની મંઝિલો પસાર કરવા લાગ્યા. ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને પણ તેમના પર અપાર હેત હતું.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) મુલ્તાનમાં હતા તે સમયે ચિંગીઝખાનની સરદારી હેઠળ મુગલોએ હિંદુસ્તાન પર ચડાઇ કરી હતી. તેમનાં બળવાન ધાડાં મુલ્તાન નજીક સિંધુ નદી સુધી આવી ગયાં હતાં.* મુલ્તાનનો હાકિમ નાસિરુદ્દીન કબાચા, મુગલ લોકોના હિંદ પર આવી પડેલા એ અણધાર્યા ભયને રોકવા તૈયાર થયો. વળી તેણે ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની સેવામાં હાજર થઇને દુઆ, હિંમત અને સહાયની યાચના કરી. આપે નાસિરૂદ્દીન કબાચાને એક તીર આપી ફરમાવ્યું કે, ''આજે મગરિબની નમાઝ વખતે કિલ્લાના બુરજ પર

* તારીખે ફરિશ્તામાં છે કે એ મુગલો મુસલમાન નહોતા.

ચડી આ તીર, ધનુષ પર ચડાવીને દુશ્મનો તરફ ફેંકજે, ફરી ખુદાની કુદરતનાં દર્શન કરજે !'' નાસિરૂદ્દીન કબાચાએ, હઝરતે ફરમાવેલા સમયે કિલ્લા પર ચડી તે તીર મુગલો તરફ ફેંક્યું. તે જ રાત્રે ખુદાપાકની મહેરથી મુગલોના ધાડાં મુલ્તાનનો પ્રદેશ ખાલી કરી પાછાં ચાલ્યાં ગયાં.

થોડા દિવસ મુલ્તાનમાં રહી હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ સફરની તૈયારી કરી. નાસિરુદ્દીન કબાચાએ આપને ઘણા વિનવ્યા અને મુલ્તાનમાં રહેવા માટે બહુ કાલાવાલા કર્યા. આપે ફરમાવ્યું; ''મારા પીરો મુર્શિદ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની રજા વિના હું કોઈ જગાએ કાયમી વસવાટ કરી શકતો નથી. વળી આ જગા આલિમુલ ગયબ ખુદાપાકે શૈખ બહાઉદ્દીન ઝકરીયા (રહ.) માટે નક્કી કરેલી છે.'' આપ પોતાના પીરો મુર્શિદની મુલાકાત માટે ઘણા આતુર હતા એટલે મુલ્તાનમાં રહેવાનો ઈન્કાર કરી અંતે દિલ્હી જવા રવાના થઈ ગયા.

## હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) દિલ્હીમાં પધારે છે !

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના આગમન સમયે દિલ્હીમાં સુલ્તાન શમશુદ્દીન અલ્તમશનો

રાજય અમલ હતો. એ સુલ્તાન ઘણો નેક અને સદ્‌ગુણી હતો. અલ્લાહવાળાઓ પ્રત્યે તેને ઘણી અકીદત હતી. કોઇ બુઝુર્ગના આવવાની ખબર સાંભળતો તો દિલ્હીથી નીકળી માઈલો સુધી તેમના સ્વાગત માટે જતો.

એ સમયે દિલ્હીનું રાજકીય સ્થાન પણ ઘણું મહત્ત્વનું હતું. હિંદમાં એક બળવાન રાજયની સ્થાપના થઇ ચૂકી હતી, અને તેનું પાટનગર દિલ્હી હતું. એક પાટનગર તરીકે નવા રાજયકર્તાઓ દિલ્હીનું ઘડતર અને તેની નવરચના કરી રહ્યા હતા. હજારોની સંખ્યામાં ઉલમા, મશાઈખ, શાઈરો, સાહિત્યકારો અને કળાકારો દૂર દેશોથી દિલ્હી આવી ધીમે–ધીમે આંતરરાષ્ટ્રિય શહેરરૂપે આ શહેરે સ્થાન લીધું અને મધ્ય એશિયા સાથેના એના સંબંધો વધુ વિકસ્યા.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના દિલ્હી આવવાના સમાચાર મળ્યા તો સુલ્તાન શમશુદ્દીન અલ્તમશ આપના સ્વાગત માટે પોતાના રસાલા સાથે ઘણી આસ્થા અને યકીન તેમ દબદબા સહિત દિલ્હીથી નીકળી દૂર સુધી ગયો. આપની સાથે તે ઘણી અકીદતમંદીથી વર્ત્યો અને આપને દિલ્હી શહેરમાં પધારવા વિનંતી કરી, પરંતુ આપે તેનો સ્વીકાર ન કર્યો અને દિલ્હી નજીક જમના નદીના કાંઠે કલોખળી મુકામે આપ ઉતર્યા. દિલ્હીના લોકો પોતાના શહેરમાં એક બાકમાલ બુઝુર્ગના આગમનથી

ઘણા રાજી થયા. લોકો મોટી સંખ્યામાં આપની ઝિયારત માટે આવતા, અને આપના નૂરાની ચહેરાના દીદાર કરી બરકત અને ફૈઝ મેળવતા.

દિલ્હી આવ્યા પછી જ્યારે ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)ને જણાયું, કે પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા અજમેરી (રહ.) તો અજમેરમાં બિરાજમાન છે, ત્યારે આપે અત્યંત મુહબ્બતભરી રીતે પીરની સેવામાં એક પત્ર લખ્યો અને કદમબોસીની આતુરતા અને શોખ વ્યક્ત કર્યા. હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ને આપનો મુહબ્બતભર્યો કાગળ મળ્યો તો આપ ઘણા રાજી થયા, અને જવાબમાં ખ્વાજા કાકી (રહ.)ને લખ્યું; "રૂહાની નઝદીકી માટે દૂરનું રહેઠાણ કંઈ અડચણરૂપ નથી. તમે ખેરયત અને તંદુરસ્તી સહિત ત્યાં જ રહો. હું થોડા દિવસ પછી, ખુદા ચાહશે તો તમારા તરફ આવીને મુલાકાત કરીશ." જ્યારે હઝરત ખ્વાજા કાકી (રહ.)ને પોતાના પીરો મુર્શિદનો આ જવાબ મળ્યો ત્યારે આપ તેમની આવી મહેરબાનીભરી નજરથી ઘણા રાજી થયા, અને કલોખળીમાં રહી અલ્લાહની યાદમાં મશ્ગૂલ રહેવા લાગ્યા. દિલ્હીનો સુલ્તાન શમશુદ્દીન અલ્તમશ રાજ્યના કામકાજમાંથી સમય કાઢી અઠવાડિયામાં બે વાર આપની સેવામાં આવતો. વળી દિલ્હીના બુઝુર્ગાને દીન : જેમ કે; શૈખ જમાલુદ્દીન મુહંમદ બુસ્તામી (રહ.) કે જે એ સમયે દિલ્હીના શયખુલ

ઈસ્લામના ઓહદા પર હતા તથા હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) કે જે આ અગાઉ આપને બગદાદ મુકામે મળી ચૂકયા હતા અને આપના સહવાસમાં રહી ઘણા સ્થળોનો પ્રવાસ કર્યો હતો તેઓ ઘણી જ આસ્થા સહિત મોટા ભાગનો સમય આપની સેવામાં જ પસાર કરતા. પ્રતિષ્ઠિત એવા ઘણા લોકો પણ ખ્વાજા સાહેબની ખિદમતમાં આવી આપના ઉપદેશો અને નસીહતોથી લાભ મેળવતા. સામાન્ય લોકો ય નાતજાતના ભેદ વિના આવતા ને એ પવિત્ર રૂહાની ઝરાથી લાભ ઉઠાવતા.

## "રાજયનો કોઇ ઓહદો મને ન ખપે !"

થોડા દિવસ પછી સુલ્તાન શમશુદીન અલ્તમશે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)ને અરજ કરી કે, "હઝરત ! જનતાને દિલ્હીથી કલોખળી આવ–જા કરતાં ઘણી મુશ્કેલી પડે છે, જેથી આપ શહેરમાં પધારો તો ઘણી કૃપા થશે." સુલ્તાન સહિત બીજા અકીદતમંદોએ પણ હઝરત ખ્વાજા સાહેબને દિલ્હી શહેરમાં પધારી ત્યાં જ મુકામ કરવા ઘણી વિનવણી કરી. જયારે તેમનો આગ્રહ ખૂબ વધી ગયો ત્યારે હઝરતે દિલ્હીમાં જવાનો ઈરાદો ફરમાવ્યો. આપ કલોખળીથી દિલ્હી શહેરમાં ગયા અને ત્યાં ઐનુદ્દીનની મસ્જિદમાં રહેવા લાગ્યા. આપ શહેરમાં પધાર્યા ત્યારથી શ્રદ્ધાળુઓ અને અકીદતવાળાઓની ભીડ ખૂબ વધી પડી.

હજારો લોકો આપની બરકતવંતી સેવામાં આવવા લાગ્યા. પરિણામે આપના એકાંતમાં ખલલ પડવા લાગી. ત્યાંથી કોઇ દૂરના સ્થળે ચાલ્યા જવાની આપને ઘણી ઇચ્છા થતી પણ પોતાના શૈખની રજા નહોતી એટલે આપ દિલ્હીમાં જ રહી મખ્લૂકને ફાયદો પહોંચાડવા લાગ્યા.

એ દિવસોમાં દિલ્હીના શયખુલ ઈસ્લામ મૌલાના જમાલુદીન મુહંમદ બુસ્તામી (રહ.) ગુજરી ગયા. પરિણામે શયખુલ ઈસ્લામનો ઓહદો ખાલી પડયો. સુલ્તાન શમશુદીન અલ્તમશે, હઝરત ખ્વાજા સાહેબને શયખુલ ઈસ્લામનો ઓહદો સ્વીકારવા આગ્રહભરી વિનંતી કરી. પણ હઝરતે ના પાડી અને ફરમાવ્યું; ''રાજયનો કોઇ ઓહદો મને ન ખપે !'' સુલ્તાન અલ્તમશ, હઝરત ખ્વાજા સાહેબને શયખુલ ઈસ્લામ તરીકેનો ઓહદો સ્વીકારવા માટે વિનવતા રહ્યા; પણ આપે તેની કાંઇ તમા ન કરી. આખરે સુલ્તાને એ ઓહદો શૈખ નજમુદીન સુગરા નામના એક મોટા આલિમને અર્પણ કર્યો.

શૈખ નજમુદીન સુગરા જો કે અવલિયા અલ્લાહથી અકીદતમંદી રાખતા હતા, એટલું જ નહિ પણ તેઓ ખ્વાજા અજમેરી (રહ.)ની સેવામાં થોડો સમય રહી પણ ચૂકયા હતા, છતાં ઓહદા પર નીમાયા પછી તેમનામાં ઘણો ફેરફાર થઇ ગયો. તેમની સાદગી રોબદાબમાં અને નમ્રતા ઘમંડમાં પલ્ટાઇ ગઇ. હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર

કાકી (રહ.) પાસે હજારોની સંખ્યામાં લોકો આવતા અને
ફેઝ ઉઠાવતા, ને શૈખ નજમુદ્દીન સુગરાની એટલી દરકાર
ન કરતા તેથી તેઓ ખ્વાજા કાકી (રહ.)થી બળવા લાગ્યા
અને એ બુઝુર્ગ વલી પ્રત્યે મનમાં દ્વેષ રાખવા લાગ્યા.
ખ્વાજા સાહેબની સેવામાં જવાનું પણ તેમણે બંધ કરી દીધું.

અગાઉ આવી ચૂક્યું તેમ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર
કાકી (રહ.) પોતાના પીરો મુર્શિદ ખ્વાજા અજમેરી
(રહ.)ની મુલાકાત માટે બેચેન હતા. પરિણામે ખ્વાજા
અજમેરી (રહ.)એ દિલ્હી પધારવાનો ઈરાદો ફરમાવ્યો
હતો.

આખરે ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) દિલ્હી
પધાર્યા અને ખ્વાજા કાકી (રહ.)ની ખાનકાહમાં મુકામ
કર્યો. ખ્વાજા કાકી (રહ.) પોતાના શૈખની પધામણીથી ઘણા
રાજી થયા અને અલ્લાહનો શુક્ર અદા કર્યો. આપે સુલ્તાન
અલ્તમશને તેમના આગમનની ખબર આપવાની ઈચ્છા
દર્શાવી, પણ હઝરત ખ્વાજા સાહેબે મનાઈ ફરમાવી અને
કહ્યું; “હું માત્ર તમારી મુલાકાત માટે જ આવ્યો છું. બે
ત્રણ દિવસ કરતાં વધુ રોકાવા ઈચ્છતો નથી.” છતાં હઝરત
ખ્વાજા અજમેરી (રહ.)ના આગમનના સમાચાર દિલ્હીમાં
પહોંચી ગયા. એવા કામિલ બુઝુર્ગની ઝિયારતથી વંચિત
રહેવાનું કોણ અભાગી પસંદ કરે ? અમીર ગરીબ સૌ
હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ની ઝિયારત અર્થે ઉમટયા

અને બરકત તથા ફૈઝ પ્રાપ્ત કરવા લાગ્યા.

હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ના દિલ્હીના નિવાસ દરમિયાન આપનાથી અનેક બુઝુર્ગોએ અને અસંખ્ય લોકોએ પોતપોતાની લાયકાત મુજબ નેઅમત અને લાભ મેળવ્યા. શૈખ ફરીદુદ્દીન ગંજશકર (રહ.) કે જે મુલ્તાનમાં હઝરત ખ્વાજા કાકી (રહ.)થી બેઅત થયા હતા તેઓ એ સમયે દિલ્હીમાં આવી પોતાના પીરની કૃપાદૃષ્ટિ હેઠળ રહી સખ્ત મુજાહિદામાં દિવસો વિતાવ્યા હતા. તેઓ અલ્લાહની ઈબાદતમાં એટલાં કઠિન કષ્ટો વેઠતા કે શરીર સૂકાઈને લાકડા જેવું થઈ ગયું હતું. હરવાફરવાની શક્તિ પણ રહી નહોતી; એટલે તેઓ હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ની સેવામાં ન આવી શક્યા. એક વેળા હઝરત ખ્વાજા અજમેરી (રહ.)એ ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)ને ફરમાવ્યું; "તમારા મુરીદોમાંથી કોઈ નેઅમત પામવાથી વંચિત રહેલ છે કે?" (એટલે કે એવું કોઈ છે કે જે લાચારીએ મુલાકાત માટે ન આવી શક્યું હોય ?) હઝરત ખ્વાજા કાકી (રહ.)એ અરજ કરી; "હા, મસઉદી (હઝરત શૈખ ફરીદુદ્દીન ગંજશકર) રહી ગયા છે. તેઓ ચિલ્લામાં છે." ખ્વાજા ગરીબ નવાઝ ઉભા થઈ ગયા અને ફરમાવ્યું; "ચાલો, તેમની ખબર લઈએ." બંને બુઝુર્ગો હુજરા નજીક ગયા અને દરવાજો ખોલ્યો. શૈખ ફરીદુદ્દીન ગંજશકર (રહ.) અશક્તિ અને શરીરની નબળાઈને લઈને એ

બુઝુર્ગોના સત્કાર માટે ઉભા પણ ન થઈ શક્યા. તેમની આંખોમાં પાણી આવી ગયાં. ખ્વાજા ગરીબ નવાઝે આ સ્થિતિ જોઈ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને ફરમાવ્યું; "અય કુત્બુદ્દીન ! ક્યાં સુધી આ બીચારાને મુજાહિદા કરાવી કરાવીને દુબળો પાડયા કરશો ? આવો, એને કાંઈ અર્પણ કરીએ." એ પછી ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ જમણો હાથ અને ખ્વાજા કાકી (રહ.)એ ડાબો હાથ પકડી શૈખ ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને ઉભા કર્યા. પછી ખ્વાજા ગરીબ નવાઝ (રહ.)એ આસમાન તરફ મોં કરી ખુદાપાકથી દુઆ ગુઝારી; "ખુદાયા ! અમારા ફરીદને કબૂલ ફરમાવો અને કામિલ દુરવેશોના દરજા સુધી પહોંચાડી આપો !" ગૈબથી અવાજ આવ્યો; "અમે ફરીદને કબૂલ કર્યા. એ પોતાના સમયના અજોડ વલી હશે !" આ સાંભળી શૈખ ફરીદુદ્દીન ગંજશકર (રહ.) પર ઘેરી અસર થઈ. ખ્વાજા ગરીબ નવાઝે ફરમાવ્યું; "ખ્વાજગાંને ચિશ્તથી જે ઈસ્મે આ'ઝમ પેઢીગત ચાલતું આવે છે તે ખૂબ પઢો." ઈસ્મે આ'ઝમની બરકતથી શૈખ ફરીદુદ્દીન ગંજશકર (રહ.) આગળ ઈલ્મે લદુન્નીનાં * દ્વાર ખુલી ગયાં. એ પછી ખ્વાજા ગરીબ નવાઝે તેમને ખિલ્અત (દુરવેશીનો પોશાક) આપ્યો. વળી ખ્વાજા કાકી (રહ.)એ પાઘડી તથા ખિલાફતની અન્ય ચીજો આપી. એ મોકા પર

*ખુદાપાક તરફથી માત્ર તેની મહરથી સીધી રીતે વિના ઉસ્તાદે મળેલો ઈલ્મ.

ખ્વાજા ગરીબ નવાઝે ફરમાવ્યું; "અય કુત્બુદ્દીન ! તમે મહાન શહબાઝ મેળવ્યો છે. એનું રહેઠાણ સિદ્રતુલ મુન્તહા હશે !"*

## હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) માટે લોકો ગાંડાતૂર થાય છે !

હઝરત ખ્વાજા અજમેરી (રહ.) દિલ્હીમાં પધાર્યા ત્યારે સૌ રઈસો–અમીરો અને રાજ્યના મોટા મોટા ઓહદેદારો એમની ખિદમતમાં આવ્યા, પણ થોડા સમય પર શયખુલ ઈસ્લામ તરીકે નીમાયેલા શૈખ નજમુદ્દીન સુગરા, ખ્વાજા કાકી (રહ.) પ્રત્યેની અદેખાઈને લઈને ખ્વાજા અજમેરી (રહ.)ની મુલાકાત માટે પણ ન આવ્યા. ખ્વાજા અજમેરી (રહ.)ને શૈખ નજમુદ્દીન સુગરા પ્રત્યે ઘણી મુહબ્બત હતી. તેઓ આપને વરસો પહેલાં ખુરાસાન મુકામે મળ્યા ત્યારથી તેમના તરફ આપને આદરભાવ હતો, પરંતુ આપ દિલ્હીમાં આવ્યા છતાં તેઓ મળવા ન આવ્યા, તેથી આપ જાતે તેમને મળવા માટે તેમને ઘરે ગયા.

જ્યારે હઝરત ખ્વાજા અજમેરી (રહ.) શૈખ નજમુદ્દીન સુગરાને ઘરે પહોંચ્યા, ત્યારે તેઓ પોતાના મકાનનું

---

*સાતમા આસમાન પર આવેલું બોરડીના ઝાડવાળું તે સ્થળ જ્યાં હઝરત જિબ્રઈલ (અલૈ.)નો મુકામ છે.

સમારકામ કરાવી રહ્યા હતા. ખ્વાજા અજમેરી (રહ.) જેવી બરકતવંતી અને મકબુલ હસ્તી પોતાને ઘરે પધારી હોવા છતાં શૈખ નજમુદ્દીન સુગરાએ કશો આવકાર ન આપ્યો, અને ચૂપચાપ પોતાનું કામ કરાવતા રહયા. ખ્વાજા અજમેરી (રહ.) સલામ કરી તેમની પાસે ગયા, છતાં તેમણે કાંઇ ધ્યાન ન આપ્યું. ખ્વાજા અજમેરી (રહ.)એ તેમની આવી વર્તણૂક જોઇ ફરમાવ્યું; "હે શયખુલ ઈસ્લામ ! આપને શું થયું છે ? આપનો આવો મિઝાજ આખર શા માટે ? મને લાગે છે કે શયખુલ ઈસ્લામની પદવીએ તમને ઘમંડી બનાવી દીધા છે !" ખ્વાજા અજમેરી (રહ.)ની આ વાત સાંભળીને શયખુલ ઈસ્લામને પોતાની ભૂલનું ભાન થયું. તે માફી માંગતાં બોલી ઉઠયા; "હઝરત ! હું તો આપનો અદના સેવક છું, અને આપની સાથે પહેલાં જેવી જ આસ્થા રાખું છું, પરંતુ આપે પોતાના મુરીદ ખ્વાજા કાકી (રહ.)ને આ શહેરમાં રાખ્યા છે."

પોતાના ખલીફા ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) પ્રત્યે શૈખુલ ઈસ્લામ આવી નકામી અદેખાઇ રાખે છે, એ જાણી ખ્વાજા અજમેરી (રહ.) બહુ નારાજ થયા. આપે ફરમાવ્યું; "હે શૈખ ! તમે સંતોષ રાખો. હું કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને મારી સાથે અજમેર લઈ જઈશ !" આમ ફરમાવી ખ્વાજા સાહેબ પોતાના ઉતારે આવ્યા.

જયારે હઝરત ખ્વાજા અજમેરી (રહ.) દિલ્હીથી અજમેર પાછા જવા લાગ્યા ત્યારે આપે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને પણ પોતાની સાથે અજમેર આવવા હુકમ ફરમાવ્યો. શહેરમાં વાયુ વેગે વાત પ્રસરી ગઈ કે ખ્વાજા કુત્બુદીન કાકી (રહ.) પોતાના પીર સાથે અજમેર ચાલ્યા જાય છે. આ બીના સાંભળી સુલ્તાન અલ્તમશ કે જે ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)ના ઘણાં જ અકીદતમંદ હતા તેમણે, ઘણી કાકલૂદીઓ કરીને હઝરત ખ્વાજા કાકી (રહ.)ને સાથે ન લઈ જવા હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ને વિનવ્યા, પણ હઝરતે સુલ્તાનની વાત ગણકારી નહિ, અને ખ્વાજા કાકી (રહ.)ને સાથે લઈ ચાલ્યા. લોકોએ આ જાણ્યું ત્યારે તેઓ ગાંડાતૂર બની રડવા લાગ્યા ને આક્રંદ કરવા લાગ્યા. મહોલ્લે મહોલ્લે ને ગલીએ ગલીએ લોકોનાં ટોળે ટોળાં નીકળી આપની પાછળ રડતાં ચાલ્યાં. એટલે સુધી કે ભોંયે જયાં ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.)ના કદમ મુબારક પડતા ત્યાંની ધૂળ લઈને લોકો બરકત ખાતર આંખોએ લગાડતા. લોકોના રુદન–આક્રંદ ખૂબ વધી પડયાં. હઝરત ખ્વાજા અજમેરી (રહ.)એ દિલ્હીવાળાઓને પોતાના ખલીફા ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) પર આટલી અકીદતમંદી જોઈ ફરમાવ્યું; "બાબા કુત્બુદીન ! તમે અહીં જ રહો ! તમારા ચાલ્યા જવાથી દિલ્હીના લોકોના હ્રદય દુભાશે, અને તેઓ તમારા વિરહમાં ઝૂરશે. મને એ

વાત મંજૂર નથી.'' હઝરત ખ્વાજા અજમેરી (રહ.) અજમેર ચાલ્યા ગયા; અને ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) કાયમ માટે દિલ્હીમાં જ રહ્યા. લોકોને હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (રહ.) ઉપર કેટલો ભાવ હતો અને કેટલી ચાહના હતી તે માત્ર આ દાખલા ઉપરથી જ જણાય જાય છે. અમીર–ગરીબ સૌને આપના પર ભારે આસ્થા હતી, અને આપનું દિલ્હી ખાતે રહેવું બરકત અને રહમતરૂપ છે એમ સૌ માનતા.

## "કયામતના દિને ફરિયાદોનો ભાર મારાથી વેઠાશે નહિ !"

હઝરત ખ્વાજા કાકી (રહ.)ના દિલ્હીના વસવાટથી પાટનગર દિલ્હી ચિશ્તીયા સિલસિલાનું મુખ્ય કેન્દ્ર બની ગયું હતું. અનેક હકશોધકોએ એ કેન્દ્રમાં રહી પોતાની આંતરિક સુધારણા કરી, અને મકબૂલિયતનો દરજ્જો મેળવવા ભાગ્યશાળી થયા. ઈસ્લામે અંગત જીવન સુધારણા ઉપર પણ ખાસ ભાર મૂક્યો છે. ઘણાએ ત્યાં પોતાનાં જીવન સુધાર્યાં. દિલ્હી શહેર એ વખતે ય હિંદના હૃદય સમાન હતું. એ હૃદય પર ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.)ના રૂહાની ફૈઝની ઘણી સુંદર અસર થઈ. રાજ્યના કર્મચારીઓ પર હઝરત ખ્વાજા કાકી (રહ.)ના સુધારક હેતુઓની જે અસર થઇ તથા તેમના જાહેર તથા અંગત

જીવનમાં જે સુધારા થયા તે સુલ્તાન અલ્તમશ અને તેમની પછીના મુખ્ય રાજયકર્તાઓનાં કથન–વર્તન પરથી જોઇ શકાય છે. જે પરિબળો આગામી સદી દરમિયાન મુસ્લિમોની દીની અને સાંસ્કૃતિક જિંદગી પર અસર કરનારા હતા, તે પર ખ્વાજા સાહેબના ઈસ્લાહી–સુધારક આંદોલનોનો ઘેરો પટ બેસ્યો. એટલું જ નહિ, પણ સૂફીવાદના વિચારો દરેક વર્ગના લોકો સુધી અસરકારક રીતે પહોંચ્યા. મુસ્લિમોએ ભારે ધાર્મિક જાગૃતિ અનુભવી અને બિનમુસ્લિમોમાં ઈસ્લામનો શાંતિમય પ્રચાર–પ્રસાર વધી રહ્યો.

સુલ્તાન શમશુદીન અલ્તમશ, ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર (રહ.)ની સેવામાં હાજર થતો ત્યારે આપ તેને ગરીબો, મુહતાજો, ફકીરો અને દુરવેશો પ્રત્યે ભલી લાગણી રાખવાને તથા રાજયના નિયમો ઈસ્લામના કલ્યાણમય આદેશો અનુસાર ઘડવાને ફરમાવતા. સુલ્તાનને આપના પર ભારે યકીન હતું. તે આપનો પડયો બોલ ઝીલી લેવા તૈયાર રહેતો. હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) પોતે સુલ્તાન વિષે ફરમાવે છે;

"એના (સુલ્તાન અલ્તમશના) અકીદા સાચા હતા. તે રાત્રે જાગતો, અને અલ્લાહની ઈબાદત કરતો. કદિ સૂઈ જવાતું તો ઈબાદતની ચિંતામાં તુરત જાગી જતો, અને ઉઠીને વુઝૂ કરી મુસલ્લા પર જઈ બેસતો. પોતાના

નોકરોમાંથી કોઈને ન ઉઠાડતો. એ વિષે એમ કહેતો કે સૂતેલાઓને શા માટે તકલીફ આપવી ? વળી રાત્રે ચાદર ઓઢી તે કો'કને સાથે લઈ શહેરમાં ઘુમવા નીકળી પડતો. તેના હાથમાં સોનાના સિક્કાઓની થેલી રહેતી. તે ગરીબોને દરવાજે જતો, અને તેમની હાલત પૂછી મદદ કરતો. વળી મસ્જિદો, ખાનકાહો, વેરાન પડેલી જગાઓ વગેરેએ જઈ ત્યાં પડેલા મોહતાજોને સહાય દેતો, અને તેમને અનેક રીતે સમજાવીને કહેતો કે, મેં તમને મદદ કરી છે એ વાત કોઈને કરશો નહિ. દિવસે આમ સભામાં સૌને રજા હતી કે જે કોઈ ભૂખ્યું હોય કે જેને ફાકા જતા હોય તે એની પાસે આવે. જ્યારે એવા લોકો આવતા ત્યારે તેમને મદદ આપતો, અને કસમ આપી આપીને ભારપુર્વક કહેતો; ‘‘તમારી પાસે ખાવાપીવાને કાંઇ ન હોય અથવા તમારા પર કોઈ ઝુલ્મ કરે તો અહીં આવી ઈન્સાફની જે સાંકળ બહાર લટકાવી છે તે ખખડાવો, જેથી હું તમારી સાથે ઈન્સાફથી વર્તી શકું. નહિ તો કયામતને દિવસે તમારી ફરિયાદોનો ભાર મારાથી વેઠાશે નહિ.’’ સુલ્તાન અલ્તમશની આવી ભલી વર્તણૂકને લઈને ઈતિહાસકારો એમને અલ્લાહના સાચા નેક બંદા તરીકે પણ ઓળખાવે છે. જેમ કે ખઝીનતુલ અસ્ફિયાના સંપાદક લખે છે; ‘‘બાદશાહ (અલ્તમશ) રહમદિલ, ન્યાયી, સાચા રાજ્યકર્તા અને ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના પ્રતિભાશાળી મુરીદો તેમ જાણીતા ખલીફાઓમાંથી હતા.

વળી ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)ની પણ એમના પર કૃપાદષ્ટિ હતી. ચિશ્તીયા સિલસિલાના બુઝુર્ગોથી એમને અનહદ અકીદતમંદી અને આસ્થા હતી. જો કે ઝાહિરી રીતે તે બાદશાહ હતા, પણ દિલથી ફકીર, ઘણા નમ્ર અને મમતાળુ હતા. ઓછું જમતા, ઓછું સૂતા અને રાત્રે ઈબાદત કાજે જાગતા.''

સુલ્તાનના આવા સદ્ગુણો કેળવવામાં ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની પવિત્ર રૂહાની તાલીમનો પણ ખાસ હિસ્સો હતો. આપ જેવા કામિલ વલીના સહવાસથી સુલ્તાનમાં દીનદારી અને પરહેઝગારી સારી રીતે પ્રવેશી હતી.

આવા ઉત્તમ સદ્ગુણો છતાં સુલ્તાન પર આખિરતનો ખૌફ કાયમ છવાયેલો રહેતો. એ વિષે હઝરત બાબા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) લખે છે;

''એક રાત્રે એ (સુલ્તાન અલ્તમશ) મારી પાસે આવ્યા અને મારો પગ પકડી લીધો. મેં કહ્યું; મને ક્યાં સુધી તકલીફ દેશો ? ચાલો જરૂર હોય તે કહો !'' સુલ્તાને કહ્યું; ''મહા શક્તિશાળી અલ્લાહે મને રાજય તો આપ્યું છે; પણ કયામતને દિવસે જયારે કે મને એના વિષે પૂછપરછ થશે અને એનો હિસાબ આપવો પડશે તે વખતે આપ મારો સાથ છોડશો નહિ એટલો સ્વીકાર કરો !'' જયાં સુધી મેં

સુલ્તાનની વાત કબૂલ ન કરી ત્યાં સુધી તે પાછા ન ગયા !''

## "મારે છ ગામોની એ ભેટ જોઇતી નથી !"

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) ઉપર એક રાજયકર્તાને આટલી બધી આસ્થા અને આટલું બધું યકીન હતું, તેમ આપના એક ઈશારા પર કરોડોની દોલત આપના કદમોમાં ન્યોછાવર થાય એમ હતું, અને રાજયના રઈસો તથા ધનપતિઓ આપની પાસે અદબપુર્વક હાજર થતા હતા, જનતા પણ આપના પર પ્રાણ પાથરતી હતી, છતાં આપને તેમનાં માલ–દોલત કે રોબદાબની કાંઇ તમા નહોતી.

એક વેળા સુલ્તાન શમશુદીન અલ્તમશનો વજીર, હઝરત ખ્વાજા સાહેબ (રહ.)ની સેવામાં આવ્યો અને આપને છ ગામોની ભેટ આપતું સુલ્તાનનું ફરમાન તથા એક થાળ ભરીને સોનાના સિક્કા આપની સેવામાં ધર્યા, અને અરજ કરી; ''સુલ્તાને આપના ખાદિમો અને મુખ્લિસો માટે છ ગામો અને આ નાણાંની ભેટ મોકલી છે. આપ કૃપા કરી એનો સ્વીકાર કરો !'' ખ્વાજા સાહેબ આ સાંભળી મુસ્કુરાયા અને ફરમાવ્યું; ''મારા પીરોએ એ વસ્તુઓ કદિ સ્વીકારી નથી, હું પણ તે સ્વીકારીશ નહિ.'' વજીરે ઘણા કાલાવાલા કર્યા પણ આપે ના પાડી

અને અંતે ફરમાવ્યું; "જો આજે હું તમારી પાસેથી એ ગામો અને નાણાં સ્વીકારી લઉં તો કાલે–કયામતના દિવસે મારા રૂહાની પૂર્વજોને હું શું મોં બતાઉં ? અને તેમના બરકતવંતા વર્તુળમાં શી રીતે રહી શકું ? તમે ચાલ્યા જાવ અને એ વસ્તુઓની ઈચ્છા રાખનાર તો ઘણા છે; તેમને આપો !" અંતે નિરાશ થઈને વજીર પાછો ગયો. તેણે સુલ્તાનને તેનું ફરમાન અને નાણાં પાછાં આપી, બધી વિગત કહી સંભળાવી. સુલ્તાન, હઝરતની દુનિયા પ્રત્યેની આ બેપરવાઈ જોઈ આપનો વધુ અકીદતમંદ બની ગયો.

## દુરવેશોનો બેલી અલ્લાહ છે !

આપની દુનિયા પ્રત્યેની નિઃસ્પૃહતા અને બેપરવાઈ તો જુઓ કે આપના ઘરમાં દિવસો સુધી ફાકા જતા; છતાં દુનિયાના માલ–મિલ્કતની આપને કાંઈ તમા નહોતી. આપે હરહમેશ શાહી ભેટો અને નજરાણાઓ કરતાં ફાકામસ્તીને શ્રેષ્ઠ ગણી. ઘરમાં જ્યારે ખાધા વિના કેટલીયે ટંકો પસાર થઈ જતી ત્યારે ઘરવાળાં, શરફુદીન નામે પડોશીની પત્ની પાસેથી કોઈ વસ્તુ ઉધાર–ઉછીની માંગી લઈ ખાવાનું રાંધતાં. એક દિવસ શરફુદીનની વહુએ ટોણું માર્યું અને ઘમંડમાં કહ્યું, કે જો અમે તમારાં પડોશી ન હોત તો તમે ક્યાંથી લાવીને ખાત અને શી રીતે જીવન ગુઝારત ? હઝરત ખ્વાજા સાહેબને આ વાતની ખબર પડી. આપે ઘરવાળાંને કોઈની પાસેથી કાંઈ પણ વસ્તુ

માંગવાની મનાઇ કરી દીધી, અને ફરમાવ્યું; "હુજરામાં આવેલા ગોખલામાંથી બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ બોલીને જેટલી કાક (રોટી)ની જરૂર હોય તેટલી લઇ લો અને ઘરમાં બધાને ખવડાવો." પરિણામે જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે ત્યારે બિસ્મિલ્લાહ...... બોલીને ગોખલામાં હાથ નાખી રોટી કાઢવામાં આવતી. આપની આ કરામતને લઇને આપ ખ્વાજા કાકી (રહ.)ના નામથી જાણીતા થયા. (એક પ્રકારની રોટીને તે સમયના લોકો કાક કહેતા. જેમ કે અત્યારે નાન, પાઉં વગેરે કહે છે)

આટલી નાદારી છતાં સખાવત એટલી હદે હતી કે લંગરખાનામાં જે કાંઇ હોય તે સઘળું વહેંચી દેતા. ભેટ-સોગાતમાં આવેલી કોઇ વસ્તુ ઘરમાં ન રાખતા. દુનિયાથી નિઃસ્પૃહતા અને બેનિયાઝી અનહદ હતી. ખરેખર, અલ્લાહવાળાઓને મન આ દુનિયાની કોઇ વિસાત નથી. તેમની આંખો તો માત્ર ઇશ્કે ઇલાહીથી ભરેલી હોય છે. એ આંખોમાં દુનિયાનાં લોભલાલચ શી રીતે સ્થાન પામે ?

**હઝરત ખ્વાજા કાકી (રહ.)ની કરામતો : મુસલ્લા નીચે ખુદાઇ ખઝાનાનો દરિયો વહેતો હતો !**

સૂફિયોના તાજ અને શૈખોના શાહ હઝરત ખ્વાજા

કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને મુબારક હાથે અનેક કરામતો જાહેર થઈ છે. એક વેળા શાહી ખઝાનચી ઈખ્તિયારુદ્દીન આપની સેવામાં હાજર થયો, અને ભેટ તરીકે કેટલાંક ગામોની જાગીર આપી. હઝરત ખ્વાજા (રહ.)એ જાગીર સ્વીકારવાનો ઈન્કાર કર્યો, અને ખજાનચીને પાસે બોલાવી પોતાની નમાઝ પઢવાની જગા તરફ ઈશારો કરી ફરમાવ્યું; "પેલો મુસલ્લો છે. જરા એને ઉલ્ટાવીને એની નીચે જુઓ !" ઈખ્તિયારુદ્દીને મુસલ્લો ઉઠાવી નીચે નજર નાંખી જોયું તો ખુદાઈ ખઝાનાનો દરિયો વહેતો હતો. જયાં સુધી નજર પહોંચતી ત્યાં સુધી ખઝાનો જ ખઝાનો દેખાતો. શાહી ખઝાનચી તો આ જોઈને આભો જ બની ગયો ! હઝરત ખ્વાજા (રહ.)એ ફરમાવ્યું; "જેને ત્યાં ખુદાઈ ખઝાનાઓનો દરિયો વહેતો હોય તે થોડાંક ગામો લઈને શું કરશે ? જાઓ, દુરવેશો સાથે હવે પછી આવી ગુસ્તાખી ન કરતા !"

## "ઘરમાં દાટયું છે તે વાપર, પછી પોતાને નિરાધાર ગણાવ !"

એક વખત હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) મજલિસમાં બેઠા હતા. એક માણસ મોં પર કપડું ઓઢી આપની સેવામાં આવ્યો, અને પોતાની ગરીબી તથા લાચારીનું વર્ણન ઘણા હૃદયદ્રાવક શબ્દોમાં કરવા લાગ્યો. ખ્વાજા સાહેબે એના તરફ કાંઈ ધ્યાન ન દીધું, પણ તે

માણસ અટક્યો નહિ, અને પોતે ઘણો દુઃખી અને મોહતાજ છે તથા મદદ કરવાને બિલકુલ લાયક છે એમ કહી મદદની યાચના કરતો રહ્યો. હઝરતને આ ન રુચ્યું. આપે પાસે બેઠેલા લોકો તરફ નજર કરી ફરમાવ્યું; "હે અઝીઝો! એણે ૭૦ સોનામહોરો પોતાના ઘરમાં દાટી મૂકી છે. પહેલાં તેને વાપરવી જોઈએ અને પછી પોતાને નિરાધારોમાં ગણાવવો જોઈએ." જ્યારે પેલા માણસે આ વાત સાંભળી ત્યારે નવાઇ પામી ગયો. કેમ કે ખરેખર, તેણે ૭૦ સોનામહોરો દાટી રાખી હતી. આખરે લાચાર થઈ ઘણી શરમિંદગી સાથે મજલિસમાંથી ખસી ગયો.

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) ફરમાવે છે કે; હું મારા પીર હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) સાથે એક વેળા પ્રવાસમાં હતો. સંજોગોવસાત્ અમે એક નદીને કિનારે પહોંચ્યા. એ કિનારો ખડકાળ અને ઘીચ ઝાડીવાળો હતો. ત્યાં વાઘ પણ રહેતા હતા. કિનારે મુસાફરો માટે રહેતી હોડીઓ પણ ચાલી ગઈ હતી. અમારે નદી પાર કરવાની હતી. ખ્વાજા સાહેબે મારા તરફ જોઈ ફરમાવ્યું; "અય અઝીઝ! આ નદી શી રીતે પાર કરીશું; જેથી વાઘની આફતમાંથી મુક્તિ મળે! ખ્વાજા સાહેબને મુખેથી આ શબ્દો સાંભળી હું તો અવાક બની ગયો અને કાંઇ જ બોલી ન શક્યો. આપ મુસ્કુરાયા અને પછી નદી કિનારે ઉભા રહી સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ

અહદ) પઢવું શરૂ કર્યું. જ્યારે આપ સૂરએ ઈખ્લાસ પૂરી કરી ચૂક્યા ત્યારે એ જોઈને મારી નવાઈનો તો પાર જ ન રહ્યો કે નદીનો પટ તદન સાંકડો થઇ ગયો હતો અને પાણી બહું ઓછું દેખાતું હતું. ખ્વાજા સાહેબે તુરત મારો હાથ પકડયો અને નદીમાં ઉતરી પડયા. અમે થોડી પળોમાં જ નદી પસાર કરી દીધી.''

## "ગરીબ મઝદૂર પર દયા રાખ !"

એક વેળા હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) કોઇ જગાએથી આવી રહ્યા હતા. રસ્તામાં આપે જોયું તો એક ખેડૂત એક ગરીબ શખ્સને કઠોરતાપુર્વક મારી રહ્યો હતો. આ જોઈ આપને પેલા ગરીબ પર દયા આવી. આપે ખેડૂતને કહ્યું, "ભાઇ, તમે એને શા માટે મારો છો !'' ખેડૂત બોલ્યો; "એ મારો નાન બનાવનાર નોકર છે. આજે એણે મારા નાન બેપરવાઇ કરી બાળી દીધા છે. પરિણામે મારું ઘણું નુકસાન થયું છે.'' આપે ફરમાવ્યું; "જે થવાનું હતું તે થઇ ગયું; એને હવે મારશો નહિ.'' આપની આ વાત સાંભળી ખેડૂત બોલ્યો; "મારી વાતમાં દખલગીરી કરવાની કાંઇ જરૂર નથી. તમે તમારે રસ્તે ચાલ્યા જાવ. હું એને સજા કર્યા વિના રહેવાનો નથી.'' આમ કહી તે ખેડૂત ફરીથી પેલા ગરીબને મારવા માંડયો. આપે તેને રોક્યો અને ફરમાવ્યું; "વારુ, તારા નાન સારા થઇ જાય તો એને છોડી આપીશ ને ?'' તેણે કહ્યું; "એ

કેમ બને ? બળેલા નાન તે વળી સારા થતા હશે ?'' આપે ફરમાવ્યું; ''તારે એનાથી શી મતલબ ? તું એને છોડી આપીશ ખરો કે ?'' ખેડૂતે કહ્યું; ''જરૂર છોડી દઈશ.'' હઝરત ખ્વાજા સાહેબે બળેલા નાન મંગાવ્યા અને અલ્લાહનું નામ લઈ ફરીથી બળતી ભઠ્ઠીમાં નાખી દીધા. જે લોકો ત્યાં ઉભા હતા તે તો નવાઈ પામતા આ બધું જોઈ જ રહ્યા. થોડીવાર પછી આપે પેલા ગરીબ મઝદૂરને કહ્યું; ''અલ્લાહનું નામ લઈને હવે નાન કાઢી લો !'' તેણે નાન કાઢયા, જોયું તો તે તદ્દન સારા અને બળ્યા વિનાના હતા. આ રીતે આપે પોતાની કરામતથી એક ગરીબ મઝદૂરની સહાય કરી.

સૈયિદ અલાઉદ્દીન બિજનોરી નામે એક શખ્સ એક વાર કેટલાક માણસો સાથે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના રોઝા મુબારક પર આવ્યો અને રોઝા મુબારકમાં બેસી પોતાના સાથીઓ સાથે વાતોના ગપ્પાં મારવા લાગ્યો. એટલામાં આપની કબર મુબારકમાંથી અવાજ આવ્યો; ''અય અલાઉદ્દીન ! તારી શી મજાલ કે અહીં બેસીને ગપ્પાં હાંકે ! ઊઠ, અને રોઝામાંથી બહાર નીકળ !'' આ અવાજ સાંભળીને વાતોડિયા દંગ થઈ ગયા. તેઓ તુરત રોઝાની બહાર નીકળી ગયા. તેમને પોતાની ભૂલ બદલ ઘણો પસ્તાવો થયો. તેમને ભાન થયું કે અવલિયા અલ્લાહની કબર મુબારક પર બેસીને ગપસપ

મારવી ન જોઈએ. તેમ બેઅદબી થાય એવું કોઈ કામ ત્યાં કરવું ન જોઈએ.*

## ફાંસી દીધા પછી જુવાન જીવતો થાય છે !

એક વેળા એક ડોશી હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) પાસે આવીને કરુણ રુદન કરતાં અરજ કરવા મંડી, કે હાકિમે મારા દીકરાને ખોટો આરોપ મૂકી ફાંસી દીધી છે, પરિણામે તે મરી ગયો છે. આપને આ અન્યાયથી ઘણું માઠું લાગ્યું; અને આપ મઝલૂમ ડોશીની વહાર કરવા તૈયાર થયા. આપ પોતાના સાથીઓ સહિત ઉઠયા અને ફાંસી આપવાને સ્થળે પહોંચ્યા. જઈને જોયું તો હજારો લોકો ત્યાં તમાશો જોવા ઉભા હતા અને એક જુવાન ફાંસીને માંચડે લટકતો હતો. હઝરત તેની નજીક ગયા અને પોતાનો હાથ તેની ગરદન પર મૂકી ફરમાવ્યું; “ખુદાયા ! આ ઘરડી ડોશીના દીકરાને હાકિમે જો ખોટી રીતે જ ફાંસી આપી હોય તો એને જીવંત કરી આપજે ! કેમ કે એની ઘરડી માં પોતાના પુત્રના મરણથી બેચેન છે !” હજી આપ આટલું જ બોલ્યા હતા એટલામાં જુવાનના દેહમાં જીવ

* અત્યારે કેટલીક જગાએ બુઝુર્ગોની કબરો પર નાચગાન, ખેલતમાશા વગેરે થાય છે. ઉપરોક્ત બનાવથી જોઈ શકાય છે કે અવલિયા અલ્લાહ બેહૂદા અને બેઅદબીભરી વાતોથી કેટલા નારાજ થાય છે.

આવ્યો. લોકોએ તુરત તેને ફાંસીને માંચડેથી ઉતાર્યો. ખુદાની કુદરતથી ફરી જીવંત થયેલો એ જુવાન આખરે સુખેરૂપે પોતાની મા સાથે ઘરે ગયો. તેની ઘરડી માની ખુશી માતી ન હતી, તે હઝરતને ખૂબ ખૂબ દુઆઓ દેવા લાગી. આ બનાવ સેંકડો લોકોએ પોતાની આંખોએ જોયો. તે દિવસે અસંખ્ય બિન મુસ્લિમોએ ઈસ્લામ ગ્રહણ કર્યો.

## હઝરત ખ્વાજા કાકી (રહ.)ની સખત તપસ્યા !

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)એ રિયાઝત-તપસ્યા અને મુજાહિદામાં ઘણી તકલીફો ઉઠાવી. શરૂઆતમાં તો થોડો સમય સૂતા પણ ખરા; પરંતુ છેલ્લી ઉમરમાં સૂવાની કોઈ તમા ન હતી ! ફરમાવતા કે જો કોઈ વેળા સૂઈ જાઉં છું તો તકલીફ થાય છે. અલ્લાહની યાદમાં એટલી હદે ગરકાવ થઈ જતા કે કોઈ મળવા આવતું તેનીય ખબર ન રહેતી. સતત મુરાકબા (ધ્યાનોપાસના)માં પરોવાયેલા રહેતા. નમાઝ વખતે આંખો ખોલતા અને ગુસલ કરી ફરીથી વુઝૂ બનાવી નમાઝ અદા કરતા. છેલ્લી વયમાં કુર્આન શરીફ મોઢે કર્યું. એક વેળા ફરમાવ્યું, કે શરૂ શરૂમાં મને કુર્આન શરીફ મોઢે નહોતું થતું. એક રાત્રે સ્વપ્નમાં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારતનું હું બહુમાન પામ્યો, હું આપના કદમ મુબારકમાં પડી ગયો અને રડવા લાગ્યો. પછી અરજ કરી કે કુર્આન શરીફ મોઢે કરવાની મારી દિલી ઈચ્છા છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મારા પર રહમ આવી. આપે ઘણા હેતથી ફરમાવ્યું; "સૂરએ યૂસુફ બરાબર પઢતા રહો, કુર્આન મજીદ યાદ થઇ જશે." એ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સૂચન મુજબ હું હરહમેશ સૂરએ યૂસુફ વધુ પ્રમાણમાં પઢતો રહ્યો; એટલે સુધી કે મને કલામે પાક મોઢે થઇ ગયું." ખ્વાજા સાહેબ દરરોજ બે વાર પૂરું કલામે પાક પઢતા. જ્યારે કલામ પાક પઢતા ત્યારે અલ્લાહના ઇશ્ક, ભય અને ઇબ્રતને કારણે છાતી પર હાથ મારતા અને બેહોશ થઇ જતા. એકવાર મુશાહિદા (અલ્લાહની તજલ્લીનાં દર્શન)ની આયત પઢી તો મુસ્કારાયા અને તુરત આલમે તહય્યુર*માં ખોવાઇ ગયા. આપની આ હાલત એક દિવસ અને એક રાત સુધી રહી.

ખ્વાજા સાહેબ (રહ.) ભગ્ન હૃદયે હુજરાનો દરવાજો બંધ કરી અલ્લાહની યાદમાં પરોવાઇ જતા. ખુદાની બારગાહમાં ખૂબ આક્રંદ અને રુદન કરતા. હુજરાની બહાર જ્યારે આપની મુલાકાતે આવનારાઓની ભીડ જામતી ત્યારે ખાદિમો આપને બહાર આવવા અરજ કરતા. આપ ઠંડી આહ ભરીને હુજરામાંથી બહાર નીકળતા, સેવકને ફરમાવતા કે આપવાને બીજું કાંઇ ન હોય તો સૌને પાણીનો

* યાદે હકની ધૂનમાં વલી પર છવાતી બેખૂદીભરી હાલતને 'આલમે તહય્યુર' કહે છે.

એક એક પ્યાલો આપો. લોકો બરકતભર્યું પાણી પીતા. આપ થોડો સમય વઅઝ ફરમાવતા. લોકો આપના મહામૂલા ઉપદેશોથી લાભ ઉઠાવતા. પછી સૌને ઘરે જવાની રજા આપી હુજરામાં ચાલ્યા જતા અને યાદે હકમાં ફરીથી મશ્ગૂલ થઇ જતા.

એક વાર હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) દિલ્હીની જામિઅ મસ્જિદમાં એ'તેકાફમાં બેઠા. સાથે હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) અને મૌલાના બદરુદ્દીન ગઝનવી (રહ.) પણ હતા. એ'તેકાફના દિવસોમાં પણ ત્રણે બુઝુર્ગો રાત દિનમાં બે વાર કલામે પાક પૂરું કરતા. એક રાત્રે નક્કી કર્યું કે આજે આખી રાતમાં માત્ર બે રકાત નફિલ નમાઝ પઢવી. પરિણામે તે રાત્રે તેમણે નમાઝની તૈયારી કરી. હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) ઈમામ બન્યા અને હઝરત ખ્વાજા પોતે તથા મવલાના બદરૂદ્દીન મુક્તદી થઈને તેમની પાછળ ઉભા થઈ ગયા. હઝરત ખ્વાજા હમીદુદીન નાગોરી (રહ.)એ પહેલી રકાતમાં આખું કુર્આન શરીફ અને ઉપર ચાર સિપારાની કિરાઅત કરી, અને બીજી રકાતમાં બીજીવાર આખું કુર્આન શરીફ પૂરું કર્યું. એ રીતે બે રકા'ત નમાઝ અદા કર્યા પછી ત્રણે બુઝુર્ગોએ ખુદાપાકથી દુઆ યાચી; ''યા ઈલાહી ! અમારાથી તારી ઈબાદત પૂરતી રીતે થઈ શકતી નથી અને રિયાઝતનો હક પણ બરાબર અદા

થઇ શકતો નથી; યા ખુદા ! આપની રહમ અને કરમથી અમને બખ્શી આપો !"

હઝરત ખ્વાજા કાકી (રહ.)એ કદિ પેટ ભરીને ખાધું નથી. શરીરમાં ઈબાદતની તાકત બાકી રહે એટલું જ જમતા અને જમવાનો હેતુ પણ એ જ સમજતા. આપ ધરાઈને ખાવાને નફસ પરસ્તી ગણાવતા.

## હઝરત ખ્વાજા કાકી (રહ.)નું પરિણીત જીવન !

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુજબ છેલ્લી ઉમરમાં બીજીવાર નિકાહ કર્યા હતા. આપને (૧) શૈખ અહમદ અને (૨) શૈખ મુહંમદ નામે બે પુત્રો હતા. શૈખ મુહંમદ સાત વરસના થઈને ગુજરી ગયા.

જ્યારે શૈખ મુહંમદ ગુજરી ગયા ત્યારે તેમનાં માજી રડવા લાગ્યાં. રડવાનો અવાજ હુજરા મુબારકમાં હઝરતને કાને પહોંચ્યો તો આપે મૌલાના બદરુદ્દીન સાહેબને પૂછયું કે ઘરમાં કોણ આવું કરુણ રુદન કરી રહ્યું છે ? તેમણે અરજ કરી કે, શૈખ મુહંમદ ખુદાની રહમતમાં પહોંચી ગયા છે, અને એના અફસોસમાં તેમનાં માજી રડી રહ્યાં છે. આ સાંભળીને હઝરતે ફરમાવ્યું; "અફસોસ ! ગુજરી ગયા

પહેલાં તેની માંદગીની મને ખબર થઈ હોત તો મહાન શાફી ખુદાપાકથી તેની તંદુરસ્તી માટે દુઆ ગુઝારત. પણ જે તકદીરમાં હતું તે થઈ ચૂક્યું. મને ખબરે ય ન પડી !" આમ ફરમાવી ઘરમાં રડવા–કૂટવાની સખત મનાઈ ફરમાવી.

## પીરો મુર્શિદની સેવામાં અજમેર ગયા !

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા મુઈનુદીન અજમેરી (રહ.)ની સેવામાં ઘણા વખત અજમેર ગયા હતા. ખ્વાજા અજમેરી (રહ.)ની આપના ઉપર ઘણી કૃપાદષ્ટિ હતી. તેઓ આપની સાથે ઘણી મુહબ્બત રાખતા. ખ્વાજા અજમેરી (રહ.)ની વફાતના થોડા સમય પહેલાં પણ આપને તેમની ખિદમતમાં હાજરી આપવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. છેલ્લી મુલાકાત સમયે ખ્વાજા અજમેરી (રહ.)એ આપને ખિલાફતપદ અર્પણ કર્યું અને પોતાના રૂહાની વારસદાર ઠરાવ્યા. એ વેળાનું વર્ણન કરતાં હઝરત ખ્વાજા કાકી (રહ.) ફરમાવે છે, "મારા પીરો મુર્શિદ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન અજમેરી (રહ.)એ મને (આખરી ઉંમરમાં) પાસે બોલાવી ફરમાવ્યું; "આખી દુનિયા નૂરથી રોશન છે !" એમ ફરમાવી રડી પડયા અને પછી ફરમાવવા લાગ્યા; "હે દુરવેશો ! મને આ સ્થળે એટલા માટે લાવવામાં આવ્યો છે કે અહીં મારે દફન થવાનું છે. હું હવે થોડા જ દિવસોમાં

આ દુનિયાથી કૂચ કરી જઈશ.'' એ પછી શૈખ અલી સજઝી (રહ.) જે આપના લહિયા તરીકે કામ બજાવતા હતા તેમને ફરમાવ્યું; ''શૈખ કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)ને નામે એક હુકમ લખો કે એ દિલ્હી જાય. મેં એમને મારું ખિલાફતપદ અને ખ્વાજાઓનું આસન આપ્યું; એ પછી મને (એટલે કે ખ્વાજા કાકી રહ.ને) ઈરશાદ ફરમાવ્યો; ''તમારું ઠેકાણું દિલ્હી છે !'' જ્યારે ફરમાન લખાઈ ચૂક્યું ત્યારે મને હઝરતે તે અર્પણ કર્યું અને ફરમાવ્યું કે; ''આગળ આવો !'' હું નજીક ગયો તો હાથ મુબારકથી પોતાની ટોપી મારે માથે મૂકી અને શૈખ ઉસ્માન હારૂની કુદસ સિર્રહૂની લાકડી, પોતાનું કુર્આન શરીફ અને મુસલ્લો અર્પણ કરી ફરમાવ્યું; ''હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ અમાનતો જે ખ્વાજગાંને ચિશ્ત પાસે હતી—જે મને મારા મુર્શિદ પાસેથી મળી હતી તે મેં તમને સોંપી. જેમ ચિશ્ત સિલસિલાના બુઝુર્ગોએ એના હક અદા કર્યા—તમે પણ એના હક બરાબર અદા કરજો, જેથી હશ્રને દિવસે હું, મારા મશાઈખની સામે શરમિંદા ન પડું.'' મેં તે સઘળી વસ્તુઓ સ્વીકારી લઈ બે રકાત નમાઝ શુક્ર રૂપે અદા કરી. એ પછી હઝરત પીરો મુર્શિદે મારો હાથ પકડયો અને આકાશ તરફ મુખ કરી ફરમાવ્યું, ''જાવ ! મેં તમને ખુદાને સોંપ્યા અને તમારી મંઝિલે પહોંચાડી દીધા. ચાર બાબતો નફસનું જૌહર છે; (૧) દુરવેશ (ઝાહિરી રીતે) અમીર દેખાય અને

સંતોષી રહે. (૨) તે ભૂખ્યાઓને ખવડાવે. (૩) ગમગીન રહે પણ બાહ્ય રીતે ખુશ દેખાય. (૪) દુશ્મન સાથે પણ ભલી વર્તણૂક રાખે !''

મેં ઈરાદો કર્યો કે આપના કદમ મુબારક ચૂમીને રજા લઉં ! આપ (રહ.)એ પોતાના અંતરજ્ઞાનથી એ જાણી લીધું અને ફરમાવ્યું; ''આગળ આવો !'' મેં નજીક જઈને કદમ ચૂમી લીધા. આપે (રહ.) મને ઉઠાડયો અને ભેટી પડયા. પછી સૂરએ ફાતિહા પઢી ઈરશાદ ફરમાવ્યો; ''તરીકતના રસ્તાથી મોં ન ફેરવતા ! એ રસ્તામાં મર્દ બની અડીખમ રહેજો !'' મેં ફરીથી આપના કદમ મુબારક ચૂમ્યા. આપ (રહ.)એ અત્યંત હેતથી મને ઉઠાડયો અને બીજી વાર ભેટી પડયા. અંતે હું રજા લઈને દિલ્હી આવ્યો. મને દિલ્હી આવ્યાને હજી ચાલીસ દિવસ વીત્યા હતા એટલામાં અજમેર શરીફથી માણસ ખબર લાવ્યો, કે તમે રવાના થયા પછી સુલ્તાનુલ આશિકીન હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) વીસ દિવસ જીવી અલ્લાહની રહમતમાં ચાલ્યા ગયા. મને એ ખબર સાંભળીને ઘણું દુ:ખ થયું.''

## હઝરત ખ્વાજા કાકી (રહ.)ના અણમોલ ઉપદેશો !

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ પોતાના પીરો મુર્શિદને પગલે પગલે ચાલી અને દેશને

ઈસ્લામના નૂરથી દીપાવવાની ભરપૂર કોશિશ કરી. આપનું જીવન બસ, અલ્લાહના ઈશ્ક અને દીન-ઈસ્લામ માટે હતું. આપે આ દેશવાસીઓને તવહીદ સાથે માનવતા અને ઐક્યતાનો સંદેશ આપ્યો. શાંતિથી આકાએ નામદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હેતુઓ અને ઈરશાદોનો ફેલાવો જીવનપર્યંત કરતા રહ્યા. દુનિયાથી કે દુનિયા-વાળાઓથી કશી ય તમા ન રાખી.

ખ્વાજા સાહેબના અણમોલ બોધ-વચનો આપણા જીવનકાજ બહુ માર્ગદર્શક છે. વળી તે દુરવેશો અને સૂફીઓ માટે પણ ઘણાં દોરવણીરૂપ અને માહિતીપૂર્ણ છે. આપે ફરમાવ્યું; "શૈખ (પીર)માં એટલી આત્મિક-રૂહાની શક્તિ અને હૃદયની શુદ્ધતા હોવી જોઈએ કે જે કોઈ તેનો મુરીદ બને તેના દિલની મલીનતા અને કાટને પોતાના રૂહાની બળથી સાફ કરી દે, જેથી અદેખાઈ, બુરી વાતો અને ગુનાહોનો અંધકાર તેના દિલમાં ન રહે. પછી તેનો હાથ પકડે અને તેને ખુદા સુધી પહોંચાડી દે. જો પીરમાં એવી શક્તિ ન હોય તો જાણી લો કે પીર અને મુરીદ બંને ખોટે માર્ગે છે."

એક વેળા ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) મૌલાના અલાઉદ્દીન કિરમાની (રહ.) અને મૌલાના શમશુદ્દીન (રહ.) વગેરે વગેરે ઘણા સૂફીઓ હઝરત ખ્વાજા કાકી (રહ.)ની સેવામાં હાજર હતા. વાતચીત સુલૂક અને

સુલૂકવાળાઓ (અલ્લાહ સાથે સંબંધ જોડનારાઓ) વિષે થઇ રહી હતી. આપે ફરમાવ્યું; "સુલૂકવાળાઓનો એક વર્ગ છે, જે માથાથી પગ સુધી અલ્લાહની મુહબ્બતમાં ડૂબેલો છે. કોઇ પળ એવી નથી હોતી કે તેમના પર આલમે મુહબ્બતમાંથી ઈશ્કનો વરસાદ વરસતો ન હોય." એ પછી ફરમાવ્યું; 'એક વેળા મેં સમરકંદ મુકામે એક દુરવેશને જોયા, જે હરહમેશ યાદે હકમાં ગરકાવ રહેતા. મેં લોકોને પૂછયું કે કેટલા વરસથી એમની આ હાલત છે ? તેમણે કહ્યું કે, અમે આજે વીસ વરસથી એમને આ હાલતમાં જોઈએ છીએ. પછી હું થોડા દિવસ તેમની પાસે રહ્યો. એક વેળા તે દુરવેશ ધ્યાનભંગ થયા. મેં તેમને પૂછયું કે આ હાલતમાં કોઈના આવવા–જવાની ખબર પડે છે ખરી ? તે દુરવેશ ફરમાવવા લાગ્યા; "હે નાદાન ! જે વખતે દુરવેશ મુહબ્બતના દરિયામાં ડૂબેલો હોય અને તેના પર ખુદાઈ તજલ્લીના ભેદો જાહેર થતા હોય તે વખતે 'તેને બહારની દુનિયાની કાંઇ ખબર રહેતી નથી. જો તેની બોટીબોટી જુદી કરી નાખવામાં આવે તો ય તેને એની ખબર ન પડે ! હે દુરવેશ ! આ તો જાંબાઝીનો રસ્તો છે !"

એ પછી ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "જે શખ્સ અલ્લાહ સાથે મુહબ્બતનો દાવો કરે અને તેના પર કોઈ આફત પડે ત્યારે અફસોસ કરવા મંડે તો તે ખરો પ્રેમી નથી; બલ્કે જૂઠો પ્રેમી છે. દોસ્તી તો તેને જ કહે છે, કે જે કાંઇ દોસ્ત

(ખુદાપાક) તરફથી આવે તેનાથી રાજી રહે, અને અગણિત શુક્ર અદા કરે કે અલ્લાહે એ બહાને યાદ તો કર્યો ! હઝરત રાબીયા બસરી (રહ.)નો એ નિયમ હતો કે જે દિવસે તેમના પર કોઈ બલા ઉતરતી તે દિવસે તે રાજી થતાં અને કહેતાં કે આજે દોસ્તે (ખુદાપાકે) મને યાદ રાખી, અને જે દિવસે તેમના પર કોઈ આફત ન આવતી તે દિવસે તે ખૂબ રડતાં અને કહેતાં; "આજે મારાથી શું ભૂલ થઈ હશે કે મારા દોસ્તે મને યાદ ન રાખી."*

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)એ ફરમાવ્યું; "મેં શયખુલ ઈસ્લામ હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી અજમેરી (રહ.)ના પવિત્ર મુખેથી સાંભળ્યું છે કે જેણે અલ્લાહ સાથે મુહબ્બત અને દોસ્તીનો દાવો કર્યો અને અલ્લાહે મોકલેલી બલા ખુશી સાથે ન સ્વીકારી તે મઅરિફતવાળાઓને મન જૂઠો છે; કેમ કે મઅરિફત–વાળાઓના મંતવ્ય મુજબ દોસ્તે એટલે કે ખુદાપાકે મોકલેલી બલા દોસ્ત સાથેની મુલાકાત સમાન છે." પછી ફરમાવ્યું; "જે દિવસે મારા પર કોઈ આફત નથી આવતી તે દિવસે હકીકતમાં હું માનું છું કે આજે જાણે એક નેઅમત મારા હાથથી ચાલી ગઈ. કેમ કે સુલૂકના રસ્તામાં દોસ્તે મોકલેલી બલા નેઅમત સમાન છે."

* અલ્લાહના ઈશ્કમાં લીન થયેલાઓ ખુદાપાકને તેની સાથેના ઈશ્ક અને પ્રેમને લઈને 'દોસ્ત'થી પણ યાદ કરે છે.

"સાલિક (અલ્લાહ સાથે મુહબ્બતનો સંબંધ જોડનાર) ઓછું જમે છે. જો તે પેટ ભરવા માટે જમે તો તેને નફસ પરસ્ત સમજવો. તે માત્ર ઈબાદતની શક્તિ કાયમ રાખવા પૂરતું જ જમે. તેના પહેરવેશમાં ટાપટીપ ન હોય. જો તે લોકોને દેખાડવા માટે પહેરવેશ ધારણ કરે તો તે રાહે સુલૂકનો રાહઝન–લૂટારો છે. સાલિક ઓછું બોલે છે, અને દુનિયાની મલીનતા અને સરસામાન–સાધન સંપત્તિથી દૂર રહે છે."

હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.) ફરમાવે છે; "એક વેળા હું ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) સાથે એક શહેરમાં ગયો. અમે ત્યાં બાર માણસોની એક ટોળી જોઈ; જેમાંનો દરેક શખ્સ 'આલમે તહય્યુર'માં હતો. તેમને ફક્ત નમાઝ વખતે હોશ આવી જતો." આ બનાવ વર્ણવીને ખ્વાજા સાહેબે હઝરત શૈખ ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને ઉદ્દેશી ફરમાવ્યું; "હે ફરીદ ! અંબિયા અલૈહિમુસ્સલામ મા'સૂમ (નિર્દોષ) અને અવલિયાએ કિરામ મહફૂઝ (રક્ષિત) એટલા માટે છે કે તેમનાથી સુક્ર (અલ્લાહની યાદમાં છવાઈ જતી બેખુદી)માં ય કોઈ કામ શરીઅત વિરુદ્ધ થતું નથી."

એક વેળા આપના ખલીફા બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ તાવીઝ લખવા માટે રજા માંગી અને અરજ કરી કે, "લોકો મારી પાસે તાવીઝની વારંવાર માંગણી કર્યા

કરે છે; જો આપનો હુકમ હોય તો લખી આપું." આપે ફરમાવ્યું, "ન તો તમારા હાથમાં અસર છે ન મારા હાથમાં ! અલબત્ત ખુદાપાકના હાથમાં છે. તમે ખુદાનાં નામ અને કલામે પાક લખી આપતા રહો !"

દુનિયાનાં લોભલાલચ અને ફિત્ના ફસાદ વિષે ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "જ્યારે દુનિયાનું સર્જન કરવામાં આવ્યું અને તેમાં દુનિયાની મુહબ્બત મૂકવામાં આવી ત્યારે તમામ ફરિશ્તાઓ રડવા લાગ્યા, પણ ધૂત્કારાયેલો ઇબ્લીસ ખુશ થયો, અને બોલ્યો; "આદમના વંશજોમાં ફસાદની બુન્યાદ નાંખી દેવામાં આવી; કેમ કે આ દુનિયા ખાતર માનવી ભાઇ ભાઇને હલાક કરશે. સગાં સ્નેહીઓ, એક બીજા સાથેનો સંબંધ તોડી નાખશે. એની મુહબ્બતમાં ફસાઇ શહેરો ને ગામો વેરાન કરશે. માનવીઓ આ રીતે એક બીજાથી અદાવત–દુશ્મનાવટ રાખશે અને પોતે હલાક થશે તથા બીજાઓને ય હલાક કરશે, પરંતુ આ દુનિયા તો જેમની તેમ કાયમ રહેશે." મતલબ કે શયતાન મરદૂદે દુનિયાની મુહબ્બતને ઘણી આવકારી અને માથે ચડાવી ત્યારે ખુદાપાકનો ઇરશાદ થયો કે; "અય અઝાઝીલ ! શી બાબત છે કે તું દુનિયાની મુહબ્બતને ઘણી આવકારે છે, અને અદબ સાથે માથે ચડાવે છે ?" તેણે અરજ કરી; "હે પરવરદિગાર ! દુનિયાની મુહબ્બતને હું એટલા ખાતર આવકારું છું કે જે શખ્સ દુનિયાંને વહાલી રાખશે અને તેની

મુહબ્બતમાં પડી જઇ તેમાં મશ્ગૂલ રહેશે તે મારું અનુસરણ કરનારો હશે. હું તેને તારી ઈબાદતો અને નેકીઓથી રોકવામાં સફળ થઈશ. દુનિયામાં ફસાઈને માનવી મારો ગુલામ બની જશે, હું તેને હલાક કરી દઈશ. તેનું ભેગું કરેલું બીજા ખાઇ જશે, અને તે દુનિયામાંથી બરબાદ હાલતમાં વિદાય લેશે, મૃત્યુ પામશે !"

## રૂહાની નૂરનાં પ્રકાશિત કિરણો; કિંવા ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)ના ખલીફાઓ !

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના ફૈઝ અને બરકતભર્યા સહવાસમાં રહી અનેક શખ્સોએ પોતાની જિંદગી સદાચાર અને અલ્લાહના ઈશ્કના ઢાળમાં ઢાળી હતી. ઘણાને અલ્લાહની મકબૂલિયત પણ પ્રાપ્ત થઈ. આપ (રહ.)ના સંખ્યાબંધ ખલીફાઓ હતા. ખઝીનતુલ અસ્ફિયાની નોંધ મુજબ તેમની સંખ્યા ૨૭ છે. આપના ખલીફાઓએ હિંદુસ્તાનને ખૂણે ખૂણે જઇ અલ્લાહના બંદાઓને હિદાયત અને સન્માર્ગે દોરી–આમ અને ખાસ, સૌ લોકોની નૈતિક અને ધાર્મિક સુધારણા કરવાની અથાગ કોશિશો કરી. આપના ખલીફાઓમાં ૧–હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) ૨– સુલ્તાન શમશુદ્દીન અલ્તમશ (રહ.) ૩–કાઝી હમીદુદ્દીન નાગોરી (રહ.) ૪–શૈખ જલાલુદ્દીન અબુલ કાસિમ તબરેઝી (રહ.) વગેરેનાં નામ ઘણાં જાણીતા છે; પરંતુ ખરી રીતે

આપના તમામ ખલીફાઓએ અલ્લાહનો દીન ફેલાવવાનું, મુહંમદી આચાર વિચારનો પ્રચાર–પ્રસાર કરવાનું અને જનતાની અખ્લાકી–નૈતિક સુધારણાનું કામ ઘણી મહેનતપુર્વક બજાવ્યું. હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની જિંદગીનો વિસ્તૃત હેવાલ હવે પછીના પાનાઓમાં આવશે. હઝરત શૈખ જલાલુદ્દીન તબરેઝી (રહ.) બંગાળ તરફ તબ્લીગ માટે ગયા. ત્યાં એમને હાથે ગેરમુસ્લિમોની મોટી સંખ્યા ઈસ્લામથી પાવન થઈ. આપ બંગાળમાં રહીને અલ્લાહની મખ્લૂકની રૂહાની તાલીમ અને વિકાસમાં પરોવાયેલા રહ્યા, અને ત્યાં જ વફાત પામ્યા.

ગુજરાતની ધરતીએ પણ ચિશ્તીયા સિલસિલાના એ કેન્દ્રથી રૂહાની અમી પીધાં છે. હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ના સમયથી જ એ સિલસિલા સાથે ગુજરાતનો સંબંધ જોડાયો. આપના બે ખલીફા ૧–શૈખ મહમૂદ (રહ.) અને ૨–શૈખ હામિદુદ્દીન અહમદ (રહ.) ગુજરાતના નહરવાલા (અણહિલવાડ)ના રહીશ હતા. તેમણે ગુજરાતમાં આવી રૂહાની ફૈઝથી આ ધરતીને પાવન કરી.

## મારા જનાઝાની નમાઝ કોણ પઢાવશે ?

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ

વફાત પહેલાં એક દિવસ મેહફિલ સમક્ષ વસિયત ફરમાવી કે, "જ્યારે હું ગુજરી જાઉં ત્યારે મારા જનાઝાની નમાઝ તે શખ્સ પઢાવે જેણે કદી બદકારી ન કરી હોય, જેની અસરની સુન્નત નમાઝ કદી છૂટી ન હોય અને જે દરેક નમાઝમાં તકબીરે ઉલા વખતે હાજર હોય !"

અલ્લાહ ! અલ્લાહ ! શરીઅતે મુહંમદી અને દીને ઇલાહીથી કેટલી બધી રગબત હતી ! મૃત્યુ પછી પણ પરહેઝગારી અને શરીઅતના તકાઝાનો કેટલો સુંદર આગ્રહ હતો ! જનાઝાની નમાઝ માટે કામિલ પરહેઝગાર અને શરીઅતના હુકમોના ફરમાંબરદાર શખ્સ માટે આપે સૂચન કર્યું. શરતો ભારે કસોટીરૂપ જણાતી હતી; પણ એ શરતો પૂરી કરી શકે એવા પરહેઝગાર બંદાથી અલ્લાહની આ ધરતી વંચિત નહોતી જ !

## હઝરત ખ્વાજા કાકી (રહ.)ની વફાત : ખુદાના દોસ્ત ખુદાની મુહબ્બતમાં શહીદ થઇ ગયા !

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને અલ્લાહના ઈશ્કમાં મસ્ત કરી દેનારાં અને અલ્લાહની મહાનતા અને તેની ઉચ્ચ શાન વર્ણવતા કાવ્યો સાંભળવા બહુ ગમતાં. આપ એવા કાવ્યો સાંભળીને મસ્ત થઇ જતા, અને અલ્લાહના ઈશ્કની અસાધારણ હાલત આપના પર

છવાઈ જતી. એટલા બેખુદ બની જતા કે હકનાં ભેદો સિવાય આપને કશાની ખબર ન રહેતી. કાવ્યની એકેક પંક્તિથી આપની આ હાલત થતી. દિવસો સુધી આપ જાગૃતિમાં ન આવતા ! માત્ર નમાઝ વખતે હોશ આવતો. નમાઝ તેના અરકાનોની સંપૂર્ણ પાબંદી સહિત અદા કરતા. નમાઝથી પરવારતા કે ફરી તે જ દશા ! કદિ આપને ત્યાં આવાં કાવ્યોની મેહફિલ ગોઠવતા, કદિ કાઝી હમીદુદ્દીન નાગોરી (રહ.)ને ત્યાં તો કોઈ દિવસ અન્ય દુરવેશોને ત્યાં ગોઠવાયેલી મેહફિલમાં ભાગ લેતા.

એક વાર આવી મેહફિલમાં કવ્વાલો કાવ્ય ગાઈ રહ્યા હતા. ગાતાં ગાતાં તેઓ આ પંક્તિ પર આવ્યા;

**સુરૂદ ચીસ્ત કે ચંદી ફસૂંને ઇશ્ક દરોસ્ત,**
**સુરૂદ મહરમે ઇશ્રત વ ઇશ્ક મહરમે ઓસ્ત !**

અર્થાત : (હે ખુદા ! તારી મુહબ્બતમાં લખાયેલું) ગીત શું છે ? ઓહ ! તારા ઈશ્કની કેટલી કથાઓ એમાં છુપાયેલી છે ! ખરેખર, ગીત તારા ઈશ્કનો ભેદ અને ઈશ્ક તારો ભેદ !

હઝરત ખ્વાજા કાકી (રહ.) આ પંક્તિ સાંભળીને બેહોશ થઈ ગયા. સાત દિવસ અને સાત રાત સુધી આપના પર બેહોશી છવાયેલી રહી. નમાઝ વખતે જાગૃતિમાં આવી જતા; પણ નમાઝ અદા કર્યા પછી ફરી આપના

પર બેહોશી છવાઇ જતી.

સિમાઅને પરિણામે જ આપની વફાત થઇ. એકવાર હઝરત શૈખ અલી સજિસ્તાની (રહ.)ની ખાનકાહમાં સિમાઅની મહેફિલ હતી. કવ્વાલોએ શૈખ અહમદ જામનો કસીદો શરૂ કર્યો. તેઓ આ શે'ર પર આવ્યા;

**કુશ્તગાને ખંજરે તસ્લીમ રા,**
**હરઝમાં અઝ ગૈબ જાને દિગરસ્ત !**

(અર્થાત : ખુદાની રઝામંદી અને તેની રાહમાં જીવ આપનારને પળેપળ ગૈબથી એક (બીજી) જિંદગી મળતી હોય છે.)

હઝરત ખ્વાજા સાહેબે આ શે'ર સાંભળ્યા તો આપના પર ભારે વજ્દ છવાઇ ગયો, અને તડપવા લાગ્યા, વારંવાર ઉપરોક્ત શે'ર ઉચ્ચારતાં આખરે બેહોશ થઇ ગયા. આપને આવી જ સ્થિતિમાં શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.) અને મૌલાના બદરુદ્દીન ગઝનવી (રહ.) ઘરે લાવ્યા. આપ બેહોશ જ હતા. બેહોશીની હાલતમાં આપનું મુબારક માથું હઝરત શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.)ની જાંઘ પર હતું અને બંને પગ શૈખ બદરુદ્દીન ગઝનવી (રહ.)ના ખોળામાં હતા. જ્યારે આપની હાલત વધુ ખરાબ થઇ ગઇ ત્યારે શૈખ હમીદુદ્દીન નાગોરી (રહ.)એ અરજ કરી; ''હઝરત ! આપની હાલત ચિંતાજનક છે.

ખિલાફત માટે શું હુકમ છે ?'' આ વખતે ઘણા દુરવેશો મૌજૂદ હતા, વળી આપના ફરઝંદ પણ હયાત હતા; હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું; ''ખિલાફતને લાયક તો હઝરત ફરીદુદ્દીન ગંજશકર (રહ.) છે, માટે હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) તરફથી મને મળેલ ખિરકહ (દુરવેશોનો પોશાક), મુસલ્લો, લાકડી, પગરખાં અને પાવડીઓ તેમને પહોંચાડજો.'' આ રીતે આપે હઝરત બાબા ગંજશકર (રહ.)ને પોતાનું ખાસ ખિલાફતપદ આપ્યું. ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી હઝરત ખ્વાજા સાહેબ પર બેહોશીની હાલત રહી. માત્ર નમાઝનો વખત થતો ત્યારે વુઝૂ કરીને ફર્ઝ તથા સુન્નતો અદા કરી લેતા. એ પછી તુરત આપના પર સુક્ર છવાઇ જતો. આ સ્થિતિમાં ચોથે દિવસે; ૧૪ મી રબીઉલ અવ્વલ ૬૩૪ હિજરીના રોજ આપ વફાત પામ્યા. (ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઉન !)

અલ્લાહના ઇશ્કભર્યા અશ્આર (કાવ્ય પંક્તિઓ) સાંભળવાને પરિણામે આપની વફાત થઇ એટલે આપને 'મુહબ્બતના શહીદ' પણ કહેવામાં આવે છે.

હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) જ્યારે આ ફાની દુનિયાથી કૂચ કરી ગયા અને આપને ગુસલ અપાયા પછી જનાઝો તૈયાર થઇ ગયો, લોકો જનાઝાની નમાઝ માટે આવી ગયા ત્યારે આપની વસીયત મુજબના

પરહેઝગાર શખ્સની આપના જનાઝાની નમાઝ પઢાવવા માટે શોધ થવા લાગી. જાહેરાત કરવામાં આવી કે જેણે કદિ બદકારી ન કરી હોય, જેની અસરની સુન્નતો કદિ છૂટી ન હોય અને જે દરેક નમાઝમાં તકબીરે ઉલા વખતે હાજર હોય તેવો શખ્સ આપના જનાઝાની નમાઝ પઢાવવા માટે આગળ આવે. જનાઝા પાસે ઉભેલા લોકોમાં સન્નાટો છવાઇ ગયો. આગળ આવવાની કોઇની હિંમત ચાલતી નહોતી. એટલામાં દિલ્હીના સુલ્તાન શમશુદ્દીન અલ્તમશ બહાર આવ્યા અને કસમ ખાઇ બોલ્યા; ''મેં કદિ બદકારી નથી કરી, આજ સુધી કદિ મારી અસરની નમાઝની સુન્નતો નથી છૂટી અને હું હમેશા તકબીરે ઉલા વખતે જમાઅતમાં હાજર રહ્યો છું. આટલીવારથી હું એટલા ખાતર ચૂપ રહ્યો હતો કે એ શરતો પૂરી કરે એવા કોઇ બુઝુર્ગ કદાચ આગળ આવશે; જેથી મારી પરહેઝગારીનો ભેદ છૂપો રહેશે, પણ આખરે મારે લાચારીએ ભેદ ખોલવો જ પડયો.'' આમ કહી સુલ્તાને જનાઝાની નમાઝ પઢાવી. ફરી જનાઝાને ખભા દેતા દેતા કબર સુધી ગયા. આ બનાવથી સુલ્તાન અલ્તમશની પરહેઝગારીનો અંદાજો થઇ શકે છે.

હઝરત નિઝામુદ્દીન અવલિયા (રહ.) વર્ણવે છે કે એકવાર ઇદને દિવસે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) ઇદની નમાઝ પઢીને જઇ રહ્યા હતા. રસ્તામાં

એક સ્થળે આપ ઉભા રહી ગયા. આપ જ્યાં ઉભા હતા તે સ્થળની જમીન પાક સાફ અને કબર વિનાની હતી. આપને થોભેલા જોઇ આપની સાથે ચાલતા દુરવેશોએ અરજ કરી; "હુઝૂર ! આજે ઈદનો દિવસ છે અને લોકોની મોટી મેદની આપની મુલાકાત માટે આતુર છે. અહીંથી ચાલવું જોઇએ." ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "મને આ જમીનમાંથી મુહબ્બતની ખુશ્બૂ આવે છે. તમે અહીં ઘડીભર થોભો." આમ ફરમાવી આપે જમીનના માલિકને બોલાવી મંગાવ્યો અને કાળજીપુર્વક હલાલ નાણાંથી એ જમીન ખરીદીને પોતાને દફન કરવા માટે નક્કી કરી લીધી.

હઝરત ખ્વાજા સાહેબને દફન કરવા માટે ત્યાં લઇ જવાયા અને વફાત પહેલાં આપે નક્કી કરેલ જગાએ આપને દફનાવ્યા !

## મુન્કર નકીર, હઝરત ખ્વાજા સાહેબને સવાલ પૂછયા વિના પાછા ગયા !

હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) વર્ણવે છે, કે હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને જ્યારે દફન કરી ચૂકયા અને લોકો વિખેરાવા લાગ્યા ત્યારે આપની કબર મુબારક પાસે હું હાજર હતો. મેં કશ્ફથી જોયું કે હઝરત ખ્વાજા સાહેબ (રહ.) પાસે મુન્કર નકીર આવ્યા અને આપની સામે અદબ સાથે બેસી ગયા. એ જ

પળે બીજા બે ફરિશ્તા આવ્યા તેમણે હક તઆલાની સલામ હઝરતને પહોંચાડી અને લીલી શાહીથી લખેલો એક કાગળ હઝરતના હાથમાં આપ્યો. કાગળમાં લખ્યું હતું; "અય કુત્બુદીન ! હું તમારાથી રાજી છું. મેં તમારી બરકતથી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મતના ગુનેહગારોની કબરોમાંથી અઝાબ ઉઠાવી લીધો, કેમ કે તમારાથી જ્યારે જીવંત માણસોએ ઘણો લાભ ઉઠાવ્યો છે, તો મરેલાઓ પણ તમારાથી ફાયદો મેળવે, અને તમારા દરજાને ઓળખે !"* એ પછી વળી બીજા બે ફરિશ્તા આવ્યા. તેમણે પણ હક તઆલાની સલામ હઝરત ખ્વાજા સાહેબને પહોંચાડી અને મુન્કર નકીરને કહ્યું; "ખુદાપાક ફરમાવે છે, કે અમારા કુતુબને સવાલ ન કરો ! મેં પોતે મારા કુતુબને સવાલ કરી લીધા છે, અને તેઓ અમને જવાબ આપી ચૂક્યા છે, જેથી તમે પાછા આવો !" એ પછી મુન્કર નકીર તેમ અન્ય ફરિશ્તાઓ ચાલ્યા ગયા.

જ્યારે હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)ની વફાત થઈ ત્યારે આપના માનનીય ખલીફા હઝરત ખ્વાજા ફરીદુદીન ગંજશકર (રહ.) દિલ્હીમાં હાજર નહોતા. તેમનો મુકામ હાંસી ગામે હતો. જે રાત્રે પોતાના

*નેક લોકોના પડોશથી મુરદાઓને રાહત અને રહમતનો તથા અઝાબ દૂર થવાનો લાભ થાય છે એવું હદીસ શરીફથી સાબિત છે.

પીરો મુર્શિદ ખ્વાજા કાકી (રહ.)ની વફાત થઈ તે રાત્રે તેમને કશ્ફથી વફાતની ખબર થઈ ગઈ, અને વહેલી સવારે તેઓ દિલ્હી આવવા નીકળી પડયા. બીજી તરફ દિલ્હીથી ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.)એ તેમને ખબર આપવા માટે એક દુરવેશને હાંસી તરફ રવાના કર્યા. તે દુરવેશ હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને અડધે રસ્તે મેહમા ગામે મળ્યા અને ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.)નો કાગળ આપ્યો. કાગળ વાંચીને તેઓ ઘણી ઉતાવળે દિલ્હી પહોંચ્યા અને પોતાના પીરની કબર મુબારક પર ફાતિહા ખ્વાની માટે હાજર થયા. પછી હઝરત ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.) અને શૈખ બદરુદ્દીન ગઝનવી (રહ.)એ આપને પીર સાહેબના પવિત્ર અવશેષોઃ ખિરકહ, મુસલ્લો, લાકડી, પગરખાં અને પાવડીઓ તેમની વસિયત અનુસાર સોંપી દીધાં. હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ પીરો મુર્શિદ તરફથી મળેલો મુસલ્લો પાથરી તેના પર શુક્રરૂપે બે રકાત નમાઝ અદા કરી, અને પોતાના પીરના ઘરે જઈને સૌ ઘરવાળાંને ઢાઢસ અને તસલ્લી આપી. આપ એક અઠવાડિયું દિલ્હીમાં રહ્યા, એ પછી હાંસીની જનતાના ભારે આગ્રહથી આપ હાંસી તરફ ગયા.

સુલ્તાનુલ આશિકીન હઝરત ખ્વાજા મુઈનુદ્દીન અજમેરી (રહ.)નો તબ્લીગી પયગામ હિંદને ખૂણે ખૂણે

પહોંચાડનાર હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)નો મઝાર દિલ્હીમાં કુતુબમિનાર પાસે આવેલો છે. શરૂઆતમાં તે તદ્દન કાચો હતો, પણ પાછળથી પાકો બંધાવાયો. છેક અઢારમી સદીમાં બાદશાહ ફર્રુખસિયરના સમયમાં સંગે મરમરનો એક કીમતી કઠેરો આપના મઝાર મુબારકની ચોમેર બનાવવામાં આવ્યો. જે સંગે મરમરના એક જ મોટા પથ્થરમાંથી કોતરી કઢાયેલો છે, અને તેમાં કોઇ પણ જગાએ બિલ્કુલ સાંધ નથી. હિંદના ભાગલા પછી સને ૧૯૪૭ માં થયેલા ભયંકર તોફાનોમાં એ કીમતી કઠેરાને તેમ આપના મઝાર મુબારકને તોફાનીઓએ નુકસાન પહોંચાડયું હતું, પણ પાછળથી તેનું સમારકામ કરાવવામાં આવ્યું છે.*



*અખીલ ભારત જમઈય્યતે ઉલમાના મહામંત્રી મૌલાના હિફઝુર્રહમાન સાહેબની કોશિશોને પરિણામે એ તોફાનો વખતે મઝાર મુબારકને સરકારે પૂરતું રક્ષણ આપ્યું, જેથી ગુંડાઓને હાથે વધુ નુકસાન થતાં અટક્યું હતું.

# હઝરત બાબા ફરીદુદ્દીન મસ્ઉદ ગંજશકર અજોધની (રહ.)

આપનું મુબારક નામ મસ્ઉદ અને ઉપનામ ફરીદુદ્દીન હતું. આપની કેટલીક કરામતોને પરિણામે આપ 'ખ્વાજા ગંજશકર' પણ કહેવાતા.

આપનો જન્મ હિજરી સન ૫૮૪ માં હિંદુસ્તાનના મુલ્તાન જિલ્લાના ખોતવાલ ગામે થયો હતો. આપના પૂર્વજો કાબુલના રાજયકર્તા હતા. ચંગીઝખાંના સમયમાં મુગલોએ કાબુલની ખાનાખરાબી કરી ત્યારે આપના દાદા શહીદ થયા. એ પછી આપના પિતાજી સહકુટુંબ હિજરત કરી હિંદુસ્તાન આવ્યા. આપના પિતાજી હઝરત જમાલુદ્દીન સુલૈમાન, સુલ્તાન મહમૂદ ગઝનવીના ભાણેજ થતા હતા. સુલ્તાન શિહાબુદ્દીન ગોરીના રાજઅમલમાં તેઓ લાહોર આવ્યા. થોડો વખત લાહોરમાં રહી સુલ્તાનની સૂચનાથી તેઓ મુલ્તાન આવ્યા, પણ પાછળથી તેમણે મુલ્તાન છોડી ખોતવાલ ગામે કાયમી વસવાટ કર્યો. એ જ ગામે બાબા ફરીદુદ્દીન (રહ.)નો જન્મ થયો. આપનાં અમ્મા સાહેબાનું નામ બીબી કુરસમ ખાતૂન હતું. આપને બે ભાઈઓ હતા; (૧) ઈઅઝાઝુદ્દીન મહમૂદ (૨) નજીબુદ્દીન મુતવક્કિલ.

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હુની ઔલાદમાંથી છે. આપના માનનીય પૂર્વજોનો સિલસિલો બાવીસમી પેઢીએ હઝરત ઉમર (રદિ.)ને જઈ મળે છે.* જેમ કે બાબા ફરીદુદ્દીન ગંજશકર બિન જમાલુદ્દીન સુલેમાન બિન શૈખ સુએબ બિન શૈખ અહમદ બિન શૈખ યૂસુફ બિન શૈખ મુહંમદ બિન શૈખ શિહાબુદ્દીન બિન શૈખ અહમદ (કાબુલના શાહ ફર્રુખશાહ) બિન નસીરુદ્દીન બિન મુહંમદ (નશેમન શાહ) બિન સામાનશાહ બિન સુલૈમાન બિન મસ્ઉદ બિન અબ્દુલ્લાહ 'વાઈઝુલ્અકબર' બિન અબુલ ફત્હ બિન કુત્બુલ આલમીન સુલ્તાન ઈબ્રાહીમ બિન અદહમ બિન સુલૈમાન બિન નાસીર બિન અબ્દુલ્લાહ બિન અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હૂ.

## હઝરત બાબા ફરીદ (રહ.)નું પ્રાથમિક જીવન

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)નું બાળપણ ખોતવાલમાં જ વીત્યું. ત્યાં પ્રાથમિક તાલીમ પૂરી કરીને

*કેટલાક ઈતિહાસકારોના મંતવ્ય મુજબ આપનો વંશીય સિલસિલો સત્તરમી પેઢીએ હઝરત ઉમર (રદિ.)ને જઈ મળે છે.

વધુ અભ્યાસ માટે આપ મુલ્તાનમાં આવ્યા. મુલ્તાનમાં એક મસ્જિદમાં રહી, આપે મૌલાના મિન્હાજુદ્દીન નામે એક આલિમ પાસેથી શરીઅત, ફિકહ વગેરેનું શિક્ષણ મેળવ્યું. વળી કુર્આન શરીફ પણ મોઢે કર્યું. આપે એક પરહેઝગાર અને પાકા મુઅમિનને છાજે એવી તાલીમ મૌલાના કનેથી મેળવી. આપ તાલીમ મેળવતા હતા એ દિવસો દરમિયાન હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) મધ્ય એશિયાથી પ્રવાસ કરતા કરતા મુલ્તાનમાં આવ્યા. મુલ્તાનની જે મસ્જિદમાં રહીને બાબા ફરીદુદ્દીન (રહ.) તાલીમ મેળવતા હતા, ત્યાં ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.) નમાઝ માટે પધાર્યા તો બાબા સાહેબે ખ્વાજા સાહેબની મુલાકાત કરી. ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)નો નૂરાની ચહેરો જોતાં જ આપ સાચા હૃદયથી તેમના અકીદતમંદ બની ગયા. આપના હાથમાં એક કિતાબ જોઈને હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)એ પૂછયું; "તમારી પાસે આ કઈ કિતાબ છે ?" કિતાબનું નામ "નાફિઅ" હતું, જેથી આપે અરજ કરી; "હે શૈખ ! એ નાફિઅ છે !" ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "એ તમને જરૂર જરૂર નાફિઅ (નફાકારક) નીવડશે !"

ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.) મુલ્તાનમાં થોડો સમય રોકાયા તો બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ તે માનવંતની સેવામાં જઇ રૂહાની તાલીમ મેળવી, અને

તેમના પવિત્ર હાથ પર બેઅત કરી. એ વખતે આપની ઉંમર અઢાર વર્ષની હતી. બેઅત વખતે ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)એ આપને ઉદ્દેશી મુહબ્બતભર્યા અને ઉત્સાહપ્રેરક શે'ર ઉચ્ચાર્યા. વળી એક સાચા પીરને છાજે એ રીતે તેમણે આપને નસીહતો ફરમાવી.

બેઅત પછી હઝરત બાબા ફરીદ (રહ.) પોતાનો મોટા ભાગનો સમય પોતાના પીર ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની સેવામાં ગાળતા અને રૂહાની તાલીમ મેળવતા. જેટલા દિવસ ખ્વાજા સાહેબ મુલ્તાનમાં રહ્યા તેમના સહવાસનો આપે બરાબર લાભ ઉઠાવ્યો અને તેમની કૃપાદૃષ્ટિ હેઠળ રહીને સુલૂકની મંઝિલો પસાર કરી. ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.) થોડા દિવસ મુલ્તાનમાં રહી દિલ્હી તરફ ચાલી નીકળ્યા તો બાબા ફરીદ (રહ.) પણ તેમની સાથે જવા તૈયાર થયા. આ જોઈને ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "તમે હજી વધુ ઝાહિરી ઈલ્મ મેળવો, એ પછી દિલ્હી આવીને મારી પાસે રહેજો. ઈલ્મ શીખવું જરૂરી છે. બુઝુર્ગોએ કહ્યું છે, કે અભણ દુરવેશ (સંત) શયતાનના ફંદામાં જલ્દી આવી જાય છે. વળી તેમણે નસીહત ફરમાવી; "હે ભાઈ ! જ્યાં સુધી ખરા દિલથી મનનો ઉમળકો રાખીને આ માર્ગમાં નહિ ચાલશો, ત્યાં સુધી તમારા કદમ સીધા નહિ પડે. જરાય બેપરવા ન રહેશો; નહિ તો અલ્લાહની નઝદીકી પ્રાપ્ત થશે નહિ."

પોતાના પીરો મુર્શિદની શિખામણ માથે ચડાવી બાબા ફરીદ (રહ.) રોકાઈ ગયા; છતાં તેમનો વિયોગ સહન ન થવાથી ઘણે દૂર સુધી તેમની સાથે વળાવવા ગયા.

## હઝરત બાબા ફરીદ (રહ.) ઇલ્મ કાજે મહાન સંતોની શોધમાં !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને પોતાના મુર્શિદે વધુ ઈલ્મ મેળવવાની સૂચના કરી હતી. એ સૂચનાનો અમલ આપે બરાબર કર્યો અને હિંદુસ્તાન છોડી ગઝની, બગદાદ, સેવસ્તાન, બદખશાં અને કંદહાર વગેરે સ્થળોએ જઈ ઝાહિરી તથા બાતિની શિક્ષણ મેળવ્યું. આપે અનેક પ્રદેશોનો પ્રવાસ કરી ત્યાંના અવલિયાએ કિરામની સેવામાં ઓછોવત્તો સમય ગાળી તેમના સહવાસનો લાભ લીધો. તારીખે ફરિશ્તામાં છે કે આપ કંદહારમાં પાંચ વરસ સુધી તાલીમ મેળવતા રહ્યા, અને એ પછી મહાન શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.), શૈખ સૈફુદ્દીન ખિઝરી (રહ.), શૈખ સઅદુદ્દીન હમવી (રહ.), શૈખ બહાઉદ્દીન ઝકરીયા (રહ.), શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.) અને શૈખ ફરીદુદ્દીન મુહંમદ અત્તાર નીશાપુરી (રહ.) વગેરે વગેરે મહાન બુઝુર્ગોની મુલાકાત લઈ તેમનાથી ફૈઝ મેળવ્યો. શૈખ ખિઝરી (રહ.)એ આપને ફરમાવ્યું; ''બેટા ! દુરવેશીની આ રાહમાં તું સૌથી અલગ

થઈને માત્ર ખુદાનો થઈ જા !'' શૈખ બહાઉદ્દીન ઝકરીયા (રહ.)એ ફરમાવ્યું, ''હે દીકરા ! પરદાપોશી એ જ દુરવેશી છે, ન કે ખિરકાપોશી !'' (એટલે કે સૌની એબો છુપાવવી એમાં ખરી દુરવેશી સમાએલી છે. દુરવેશોનો માત્ર પોશાક ધારણ કરવાથી દુરવેશ–સંતપુરુષ બની જવાતું નથી.) ''દુરવેશોનો પોશાક તો તેને જ શોભે જે બીજાઓની એબો–ખોડખાંપણો છુપાવે !''

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) પોતાના પ્રવાસનું વર્ણન કરતાં ફરમાવે છે; ''હું બગદાદમાં હઝરત શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.)ની મુલાકાતે ગયો, અને ઘણા દિવસ સુધી તેમની સેવામાં રહી તેમનાથી ફૈઝ મેળવતો રહ્યો. મેં જોયું કે દરરોજ આપની સેવામાં લગભગ છ હજાર દીનાર ભેટ તરીકે આવતા. હઝરત શૈખ શિહાબુદ્દીન (રહ.) તે જ દિવસે બધાં નાણાં અલ્લાહના રસ્તામાં વહેંચી નાખતા. એટલે સુધી કે સાંજ થતાં પૈસોય પાસે બાકી ન રહેતો ! તેઓ ફરમાવતા કે જો હું એક પાઈ પણ પોતાની પાસે રાખું તો દુરવેશ ન કહેવાઉં, પણ માલદાર કહેવાઉં !

બાબા ફરીદ (રહ.) બગદાદમાં હતા ત્યારે પણ દરરોજ અલ્લાહવાળાઓની તલાશમાં જ રહેતા. એ માટે જાણકારોને પૂછપરછ કરતા, જેથી કોઈ અલ્લાહવાળાનું

ઠેકાણું મળી આવે, અને તેની મુલાકાત નસીબ થાય. એક વેળા જાણવા મળ્યું કે દજલા નદીને કિનારે એક ગુફામાં કોઈ બુઝુર્ગ રહે છે. આપ તે જગા શોધતા શોધતા ત્યાં પહોંચ્યા. જોયું તો તે બુઝુર્ગ નમાઝ પઢી રહ્યા હતા. જ્યારે તે નમાઝથી પરવાર્યા ત્યારે આપે સલામ કરી. બુઝુર્ગે સલામનો જવાબ વાળ્યો અને ફરમાવ્યું; "બેસો !" હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) તેમની પાસે બેસી ગયા. બુઝુર્ગના ચેહરા પરથી અત્યંત રુઆબ અને પ્રભાવ ટપકી રહ્યાં હતાં, અને તેમનું મોં ચૌદમી રાતના ચાંદની જેમ ઓજસ્વી હતું ! તેમણે બાબા ગંજશકર (રહ.)ને ફરમાવ્યું; "જો તમે બુઝુર્ગોને મળવાના આશયથી આ પ્રવાસ ખેડી રહ્યા હોવ તો ખુદાપાક તમને પણ બુઝુર્ગી અર્પે !" આપે હકારમાં ડોકું નમાવ્યું એ પછી તે ફરમાવવા લાગ્યા કે, "હું લગભગ પચાસ વર્ષથી આ ગુફામાં રહું છું. હઝરત જુનેદ બગદાદી (રહ.)ની ઔલાદમાંથી છું. જંગલના કંદમૂળ મારો ખોરાક છે. વીસ વરસથી ઈબાદત માટે રાત્રે પણ જાગું છું, પણ ગઈ રાત્રે સંજોગવસાત્ મુસલ્લા પર મારી આંખ લાગી ગઈ. સ્વપ્નમાં મેઅરાજની રાત જોવામાં આવી, એટલું જ નહિ પણ એ રાતની ફઝીલત પણ જાણવા મળી." સ્વપ્નું વર્ણવ્યા પછી તેમણે ફરમાવ્યું; "જે શખ્સ ખુદાની તલબ–ઈચ્છા રાખે છે; હક તઆલા પણ તેને પસંદ કરે છે (તેને ચાહે છે)."તેમનો નિત્યક્રમ હતો કે

ઈશાની નમાઝ પછી સવાર સુધી અખંડ રીતે નમાઝે મઅકૂસ પઢતા !*

હઝરત ખ્વાજા સાહેબ (રહ.) ફરમાવે છે, કે હું પ્રવાસ કરતો કરતો જ્યારે બુખારા તરફ ગયો, ત્યારે બુખારામાં શૈખ સૈફુદીન બાખિરઝી (રહ.) નામના એક કામિલ વલી સાથે મુલાકાત થઈ. તેઓ ઘણા પ્રભાવશાળી બુઝુર્ગ હતા. જ્યારે હું તેમની મજલિસમાં પહોંચ્યો અને સલામ અરજ કરી, તો તેમણે સલામનો જવાબ વાળી ફરમાવ્યું; "બેસી જાઓ !" હું બેસી ગયો. તેઓ મારા તરફ જોઈને વારંવાર ફરમાવતા; "આ શખ્સ મશાઈખમાંથી થશે અને એના અસંખ્ય મુરીદો હશે." થોડીવાર પછી પોતાના ખભા પરથી કાળી કમ્બલ ઉતારીને મારા પર નાખી ફરમાવ્યું; "આ કમ્બલ ઓઢી લો !" મેં ઓઢી લીધી. થોડા દિવસ હું તેમની સેવામાં રહ્યો. કોઈ દિવસ એવો નહોતો જતો, કે લગભગ હજાર માણસો તેમને ત્યાં ન જમતા હોય ! જે કોઈ આવતું તેને જમાડતા. કોઈ નિરાશ ન થતું.

એક વેળા એક શખ્સ શૈખ સૈફુદીન બાખિરજી (રહ.)ની પાસે આવ્યો. હું પણ સેવામાં હાજર હતો. તે માણસ

*કેટલાક દુરવેશો રિયાઝત અને કઠિન મુજાહિદા–તપસ્યા અર્થે ઉંધા લટકી એક પ્રકારની ઈબાદત કરતા હતા તેને નમાઝે મઅકૂસ કહે છે.

આવીને અરજ કરવા લાગ્યો; "હે શૈખ ! હું વરસોથી વેપાર ખેડું છું, પણ મને દર વરસે ખોટ જાય છે, અને હું પોતે પણ બીમાર થઈ જાઉં છું; એટલે વધુ નુકસાન ઉઠાવવું પડે છે." આપે ઈરશાદ ફરમાવ્યો; "હે ભાઈ ! જ્યારે કોઈ મુસલમાનના માલમાં નુકસાન જાય ત્યારે એમ સમજી લેવું કે તેણે ઝકાત આપવામાં ભૂલ કરી છે, અને તેના દિલમાં કાંઈ ખોટ છે. વળી બીમારીથી તો ઈમાન સ્વચ્છ થાય છે અને ગુનાહો ધોવાઈ જાય છે."

બુખારામાં શૈખ સૈફુદ્દીન બાખિરજી (રહ.)ની પાસેથી રવાના થઈને બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) એક મસ્જિદમાં રાત રહ્યા. ત્યાં ખબર મળી કે આ મસ્જિદની પાસે એક ઝૂંપડી છે. એ ઝૂંપડીમાં એક દિલવાળા બુઝુર્ગ રહે છે. બાબા ફરીદ (રહ.) ફરમાવે છે, કે હું વહેલી સવારે તેમની સેવામાં પહોંચ્યો. ખરેખર, એ પહેલાં મેં તેમના જેવા પુરહેબત બુઝુર્ગ કોઈ નહોતા જોયા ! ખુદાની યાદમાં તેઓ લીન હતા. હું ગયો તેની પણ તેમને ખબર ન પડી. હું તેમની નજીક જઈને બેસી ગયો. ત્રણ દિવસ પછી તે જાગૃતિમાં આવ્યા ! એ દિવસો દરમિયાન હું ત્યાં જ થોભ્યો હતો. તેમને જાગૃત થયેલા જોયા ત્યારે મેં સલામ કરી. સલામનો જવાબ વાળી તેમણે ફરમાવ્યું; "મારે લીધે તમારે બહુ ખોટી થવું પડયું, અને તમને તકલીફ થઈ. બેસી જાઓ !" હું બેસી ગયો. તેમણે ફરમાવ્યું; "હું શમશુલ

આરિફીનની ઓલાદમાંથી છું. ત્રીસ વરસ થયાં આ એકાંતવાસમાં રહું છું, પણ આટલી મુદ્દતમાં 'હેરત' અને 'દેહશત' વિના મને બીજું કાંઈ મળ્યું નથી. એનું કારણ તમે કદાચ નહિ જાણતા હોવ !'' મેં અરજ કરી; ''એની મને ખબર નથી.'' તેમણે ફરમાવ્યું; ''આ રસ્તો સાચી નિષ્ઠાવાળાઓનો છે. જેણે શુભ નિષ્ઠા અને સચ્ચાઈ રાખીને આ રાહમાં કદમ મૂક્યો તેણે પોતાનો હેતુ સાર્થક કર્યો, અને તેને ખુદાની નઝદીકી મળી. જેણે ખુદાપાકની રઝા (ખુશી) પ્રાપ્ત કર્યા વિના કદમ આગળ વધાર્યો તે બળીને ખાક થઈ જશે. મારી અને હકતઆલાની વચ્ચે સત્તર હજાર હિજાબ (પડદા) હતા. મુજાહિદા અને ખુદાની યાદને પરિણામે જ્યારે પહેલો પડદો હટયો, ત્યારે મેં જોયું કે અલ્લાહની બારગાહમાં નઝદીકી પામેલાઓ પોતાની આંખો ઉંચે ઉઠાવી જોઈ રહ્યા છે. દરેક પોતાની ખાસ વિશેષતા અને અંદાજમાં હતા. તેમનો ભેદ ખુદા સિવાય કોઈ જાણતું નથી. આ રીતે મારી આગળથી એક પછી એક પડદા હટતા ગયા. જ્યારે હિજાબે ખાસ (ખાસ પડદા) પાસે પહોંચ્યો ત્યારે અવાજ આવ્યો; ''આ પડદાથી આગળ તે જ વધી શકે છે જેણે દુનિયા અને દુનિયાની તમામ વસ્તુઓથી અલગ થઈ ફક્ત મારી સાથે સંબંધ જોડયો હોય !'' મેં અરજ કરી; ''હું તમામ વસ્તુઓથી અલગ થઈ ચૂકેલો છું.'' જવાબ મળ્યો; ''જો તેં બધું ત્યાગી દીધું તો મને પામી લીધો !'' તે વખતે મેં નજર દોડાવી તો

પોતાને આ ઝૂંપડીમાં જ બેઠેલો જોયો ! તો હે દીકરા ! આ રસ્તામાં તો તમામ મોહમાયાનો ત્યાગ કરવો જોઈએ, જેથી હક તઆલાને પામી શકાય !'' બાબા ફરીદ (રહ.) ફરમાવે છે, કે આ વાતચીત પછી મગરિબની નમાઝનો વખત થયો. અમે બંનેએ જમાઅત સાથે નમાઝ પઢી. નમાઝથી પરવાર્યા ત્યારે જમવા માટે ગેબથી બે પ્યાલામાં શોરવો અને ચાર રોટીઓ આવી. બુઝુર્ગે મને જમવાને ફરમાવ્યું. હું તેમની સાથે જમવા બેસી ગયો. ઉફ ! અજબ મઝા આપતો ખોરાક હતો ! તેના જેવી મીઠાશ આજ સુધી કોઈ બીજા ખોરાકમાં મને નથી મળી. મેં રાત ઝૂંપડીમાં જ પસાર કરી. સવાર થઈ ત્યારે જોયું તો તે બુઝુર્ગ ગાયબ થઈ ગયા હતા !''

## એક કરામતવાળા બુઝુર્ગની હેરતજનક કરામત !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) ફરમાવે છે; ''બદખ્શાં પ્રદેશમાં પ્રવાસ કરતી વખતે શૈખ અબ્દુલ વાહિદ (રહ.) જે હઝરત ઝુન્નુન મિસરી (રહ.)ના પૌત્ર હતા, તેમની સાથે મુલાકાત થઈ. શહેરથી દૂર આવેલી એક ગુફામાં તે રહેતા હતા. મેં જોયું કે તેમનું શરીર તદ્દન ગળાઈ ગયું હતું, અને તેમને એક જ પગ હતો. હું પહોંચ્યો ત્યારે તેઓ એક જ પગે અલ્લાહની યાદમાં ઉભા હતા. પાસે જઈને મેં સલામ કરી. તેમણે મને બેસવાં જણાવ્યું

અને ફરી પાછા અલ્લાહની યાદમાં ખોવાઈ ગયા ! ત્રણ દિવસ અને ત્રણ રાત હું બેસી રહ્યો પણ તેઓ ધ્યાનભંગ ન થયા, ખુદાની યાદમાં ધ્યાનમગ્ન જ રહ્યા. ત્રીજે દિવસે જાગૃત (ધ્યાનભંગ) થયા ત્યારે ફરમાવ્યું; "મારી પાસે આવો નહિ; આવશો તો બળી જશો, અને દૂર પણ ન રહો નહિતર વિયોગમાં તડપ્યા કરશો !" મારી હાલત ધ્યાનથી સાંભળી લો ! હું આ ગુફામાં સિત્તેર વરસથી છું. એકવાર એક રૂપવાન સ્ત્રી અહીંથી પસાર થતી હતી. મારી નજર તેના પર પડી. હું તેના પર મોહી પડયો અને તેની પાછળ જવા માટે ગુફાની બહાર નીકળવા લાગ્યો. પણ હજી બહાર કદમ મૂકું છું ત્યાં ગેબથી અવાજ આવ્યો; "હે મુહબ્બતના દાવેદાર ! શું તમારો કરાર આવો જ હતો કે મારા સિવાય બીજાનો ય મોહ રાખશો ? !"

આ અવાજ સાંભળીને હું ચેતી ગયો અને પાસે મોટો ચાકુ પડયો હતો તે લઈ મેં તુરત જ બહાર જવા માટે કાઢેલો પગ કાપીને ફેંકી દીધો. કેમ કે મનેચ્છાને સંતોષવા માટે એ પગ બહાર કાઢવામાં આવ્યો હતો. આ બનાવને આજે ત્રીસ વરસ થયાં; પણ હું એની વિમાસણમાં છું કે જ્યારે કયામતને દિવસે આ વિષે મને પૂછવામાં આવશે ત્યારે શો જવાબ આપીશ ? !"

હઝરત શૈખ અબ્દુલ વાહિદ મહાન બુઝુર્ગ અને કરામતવાળા વલી હતા. બાબા ફરીદુદીન ગંજશકર (રહ.)

ફરમાવે છે કે; "હું તેમની સેવામાં થોડા દિવસ સુધી રહ્યો. એક વેળા બદખ્શાંના બાદશાહનો પ્રતિનિધિ શાહી ઝંડા નિશાન સાથે શૈખ અબ્દુલવાહિદ(રહ.)ની સેવામાં આવ્યો અને નમ્રતાપુર્વક સલામ ભરી અદબથી સામે ઉભો રહ્યો. શૈખ સાહેબે ફરમાવ્યું; "તમારો આવવાનો શો હેતુ છે ?" તેણે અરજ કરી કે, "હે શૈખ ! સેવસ્તાનનો વાલી ગવર્નર અમને ખંડણી આપતો નથી અને બગાવત કરવા ઈચ્છે છે. જો હુકમ હોય તો અમે તેના પર ચડાઇ કરીએ !" આ સાંભળી હઝરત મુસ્કુરાયા અને પાસે પડેલી લાકડી ઉપાડીને જે દિશામાં સેવસ્તાન પ્રદેશ આવ્યો હતો તે દિશા તરફ ફેંકી પછી ફરમાવ્યું; "જાવ ! મેં સેવસ્તાનના વાલીને મારી નાંખ્યો!" શાહનો પ્રતિનિધિ તો આ સાંભળી બહુ નવાઈ પામ્યો અને સલામ અરજ કરી ચાલ્યો ગયો. એ વિચારમાં જ હતો કે જરૂર કાંઇ અગત્યનો બનાવ બનશે !

થોડા દિવસ વીત્યા હશે કે બદખ્શાંના બાદશાહ પાસે ઘણી શાહી ભેટો અને ખંડણી લઈને સેવસ્તાનના વાલી તરફથી માણસો આવ્યા. તેમણે વિગત વર્ણવી કે થોડા દિવસ પહેલાં અમારા હાકિમ દરબાર ભરીને બેઠા હતા. દરબારમાં અનેક પ્રકારની ચર્ચા થઇ રહી હતી. સૌ ખુશખુશાલ બેઠા હતા, પરંતુ એકાએક દીવાલમાંથી એક લાકડી નીકળી અને વાલીની ગરદન પર એવી તો વાગી કે ડોકું ધડથી જૂદું થઇ ગયું અને જમીન પર ગબડી પડયું.

વાલી તુરત ગુજરી ગયા. એ વખતે ગૈબથી અવાજ આવ્યો; "આ અમારા શૈખ અબ્દુલવાહિદનો હાથ છે; જે વડે વાલી મરાયો !"*

અંતે મરનાર વાલીની જગાએ આવનાર બીજા વાલીએ આ બનાવથી ચેતી જઈ બદખ્શાંના શાહની સેવામાં તુરત ખંડણી અને બીજી શાહી ભેટો મોકલી !

## દુરવેશે જીવને જોખમે ય વઝીફો ન છોડયો !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) ફરમાવે છે, કે જ્યારે હું ગઝની ભણી પ્રવાસ કરતો હતો, ત્યારે એક જગાએ આવેલા હોજ આગળ પહોંચ્યો. ત્યાં એક બુઝુર્ગ રહેતા હતા. તેઓ ઘણા દુબળા–પાતળા અને અશક્ત હતા. મેં તેમને આટલી બધી અશક્તિનું કારણ પૂછયું; ત્યારે તેમણે ફરમાવ્યું, કે મને પેટની બીમારી છે. હું આખો દિવસ તેમની સેવામાં રહ્યો. જ્યારે રાત પડી ત્યારે તેમનું દર્દ વધી પડયું. એ બુઝુર્ગનો નિયમ હતો કે દરરોજ રાત્રે સો રકાત નમાઝ પઢવી. એ નિયમ મુજબ તેઓ દરરોજ રાત્રે સો રકાત નફિલ નમાઝ પઢતા, પણ પેટની બીમારીને કારણે દર બે રકાત પઢયા પછી તેમને

*બનવા જોગ છે કે ખંડણી ન આપનાર સેવસ્તાનનો વાલી કાફિર હોય અને તેણે ખંડણી આપવાનો ઈન્કાર કરી વચનભંગ કર્યું હોય, પરિણામે કતલ કરવાને પાત્ર ઠર્યો હોય.

જાજરૂની હાજત થતી, એટલે બે રકાત પઢી તુરત જાજરૂએ જતા. જાજરૂથી પરવારી તેઓ નહાતા અને નહાઈને બે રકાતનો કોલ બાંધતા. બે રકાત પૂરી થતી કે તુરત જાજરૂની ફરી હાજત થતી એટલે જાજરૂએ જવું પડયું. ત્યાંથી પરવારી ફરી ગુસલ કરતા અને પછી નમાઝમાં પરોવાતા. આ રીતે દર બે રકાતે તેઓ જાજરૂએ જતા, ગુસલ કરતા અને પછી નમાઝ પઢતા. હું તેમની મુલાકાતે ગયો તે રાત્રે તેઓ ૬૦ વાર નહાયા અને પોતાનો વઝીફો પૂરો કર્યો. સુબ્હાનલ્લાહ ! અકીદાના કેટલા પાકા અને અડગ હતા (કે અનહદ અશક્તિ અને નિર્બળતા છતાં, પોતાનો વઝીફો ન છોડયો !) આમ ફરમાવીને બાબા સાહેબ (રહ.) રડવા લાગ્યા ! વાસ્તવમાં આ કામ મહા દુરવેશોનું છે. સામાન્ય લોકોને આની ઈજાઝત નથી.

## "બસ, હરપળે અલ્લાહ અલ્લાહ કરો !"

ગઝની શહેરના એક બુઝુર્ગનો બોધ વર્ણવતાં બાબા ફરીદ (રહ.) ફરમાવે છે કે તેમણે મને નસીહત કરી હતી કે દુનિયાએ આદમી તરફ પીઠ કરેલી છે અને આખિરતે મોં કર્યું છે. (દુનિયાએ પીઠ કરી છે, એનો અર્થ એ છે કે દુનિયા માનવીથી નાસે છે અને માનવી તેને મેળવવા માટે તેની પાછળ દોડે છે. જયારે આખિરત તેની તરફ મોં કરીને ઉભેલી છે, એટલે માનવી માટે ઉત્સુક છે, પણ માનવી

તેની પરવા કરતો નથી અને દુનિયા પાછળ ગાંડો થાય છે) જીવનમાં દુનિયા અને આખિરત બંને સાથે છે. આખિરતને દુનિયા પર શ્રેષ્ઠતા આપવી જોઈએ, કેમ કે આખિરત જ કામ આવવાની છે.

વળી, બાબા સાહેબ (રહ.) ફરમાવે છે, કે હું સેવસ્તાનનો પ્રવાસ કરતો હતો તે દિવસોમાં શૈખ ઉહદુદ્દીન કિરમાની (રહ.) સાથે મુલાકાત થઈ. તેમણે અત્યંત હેતથી મને છાતીએ વળગાડયો અને ફરમાવ્યું; "મશાઈખ અને વલીઓની તમે જે સેવા કરી છે, તે તમારું સદ્‌ભાગ્ય છે, વળી તમારું મારી પાસે આવવું ખુદ તમારા પોતાના માટે લાભકારક છે." સેવસ્તાનના પ્રદેશના એક બીજા બુઝુર્ગનો ઉલ્લેખ કરતાં હઝરત બાબા ફરીદુદ્દીન (રહ.)એ ફરમાવ્યું; "મેં તેમને જોયા કે ઉભા ઉભા અલ્લાહના ઝિક્રમાં લીન થઈ ગયા છે. હું તેમની પાસે થોભ્યો. એક દિવસ તેમને હોશ આવ્યો. ફરમાવવા લાગ્યા, કે અલ્લાહ તઆલા જેને મોટું સદ્‌ભાગ્ય આપે છે, તેને માટે ઝિક્રના દરવાજા ખોલી દે છે. તે શખ્સ ઉઠતાં બેસતાં, સૂતાં જાગતાં અલ્લાહના ઝિક્રમાં જ પરોવાયેલો રહે છે. ખરેખર, કુદરતી હાજતના સમય વિના દરેક વખતે અલ્લાહને યાદ કરતાં રહેવું જોઈએ." બાબા ફરીદ (રહ.)ના મલફૂઝાત જોતાં જણાય છે, કે આપ બૈતુલ મુકદસની મુલાકાતે પણ ગયા હતા.

## બાબા ફરીદ (રહ.) પીરો મુર્શિદની સેવામાં દિલ્હી આવ્યા !

અનેક પ્રદેશોની સફર કરી, તેમ અનેક મહાન બુઝુર્ગોની મુલાકાત લઇ તેમનાથી ફૈઝ મેળવી, ઘણા વરસ પછી હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની સેવામાં દિલ્હી આવ્યા. પીરો મુર્શિદ આપને દિલ્હી આવેલા જોઇ ઘણા રાજી થયા અને અનેક વર્ષો પછી પોતાના લાયક મુરીદને પોતાની પાસે આવેલા જોઇ તેમને ઘણો હર્ષ થયો. તેમણે આપને રહેવા માટે દિલ્હીમાં ગઝની દરવાજા પાસે એક જગા પસંદ કરી આપી. આપ ત્યાં રહી બંદગી તથા તપસ્યામાં પરોવાઇ મુર્શિદની કૃપાદષ્ટિ હેઠળ રૂહાની તરબિયત અને સંસ્કાર મેળવવા લાગ્યા. થોડા જ સમયમાં આપને અલ્લાહની મકબૂલિયત પ્રાપ્ત થઇ. આપ ઈબાદતમાં એટલા બધા પ્રવૃત્ત રહેતા કે અલ્લાહની યાદ સિવાય બીજા કશાનો ખ્યાલ રહેતો નહિ. ઈબાદતમાં કષ્ટો સહન કરવાને પરિણામે શરીર અત્યંત અશક્ત અને દૂબળું થઇ ગયું. જયારે સુલ્તાનુલ આશિકીન હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી (રહ.), હઝરત ખ્વાજા કાકી (રહ.)ને મળવા માટે દિલ્હી પધાર્યા ત્યારે હઝરત બાબા ફરીદ (રહ.)ને જોવા માટે આપના ઓરડામાં આવ્યા, પણ બાબા ફરીદ (રહ.)ને અશક્તિ અને નબળાઇ એટલી બધી

હતી કે એ બુઝુર્ગોના સત્કાર્થે ઉભા પણ ન થઈ શકયા ! ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)એ આપને માટે દુઆ કરી. એ વખતે ગૈબથી અવાજ આવ્યો; "અમે ફરીદને કબૂલ કર્યા. એ પોતાના સમયના અજોડ વલી હશે !" ખ્વાજા અજમેરી (રહ.)એ આપને ખિલ્અત (દુરવેશીનો માનભર્યો પોશાક) અર્પણ કર્યો. આપના પીરો મુર્શિદ ખ્વાજા કુત્બુદ્દીન કાકી (રહ.)એ પણ પોતાની ખિલાફતની પાઘડી આપને શિરે બાંધી. આ વખતે ખ્વાજા અજમેરી (રહ.)એ ખ્વાજા કાકી (રહ.)ને ફરમાવ્યું; "બાબા કુત્બુદ્દીન ! તમે મહાન શેહબાઝને પકડયા છે, જે સિદ્રતુલ મુન્તહા વિના માળો નહિ બાંધે !"*

## માત્ર ખુદા પર ભરોસો રાખ : બીજા કોઇ પર નહિ !

સંજોગોવસાત્ એક વાર બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ને જંગલમાં થઈને જવાનું થયું. રસ્તો ઘણો લાંબો હતો. ચાલતાં ચાલતાં આપને તરસ લાગી. રસ્તામાં કોઈ ગામ પણ નહોતું આવતું કે ત્યાં પાણી પીવા મળે. આગળ જતાં જંગલમાં એક કૂવો જોવામાં આવ્યો. આપે વિચાર્યું

---

* ખ્વાજા અજમેરી (રહ.)ના શબ્દો આ હતા ; "બાબા કુત્બુદ્દીન શહબાઝે અઝીમ દર દામ આવુદ કે બજાુઝા સિદ્રતુલ મુન્તહા આશિયાના ન મી ગીરદ !"

કે ચાલો, હવે પાણી પીવા મળશે. પણ કુદરત તો આપની કસોટી કરી રહી હતી. આપ કૂવા નજીક ગયા અને જોયું તો ત્યાં ડોલ–દોરડું ન મળે ! પાણી કાઢવું શી રીતે ? નિરાશ થઈને આપ કૂવા નજીક એક જગાએ બેસી ગયા. હજી થોડીવાર થઈ હશે એટલામાં થોડાંક હરણો કૂવા પર પાણી પીવા આવ્યાં. હરણો તો બેધડક કૂવાના થાળા પર ચડી ગયાં. ખુદાની કુદરતથી કૂવાનું પાણી ઠેઠ થાળા સુધી ઉભરાઈ આવ્યું. હરણોએ ધરાઈને પાણી પીધું, અને ચાલ્યાં ગયાં. બાબા ફરીદુદ્દીન (રહ.) આ જોઈ કૂવા નજીક ગયા કે પોતે પણ પાણી પી લે ! પણ આપ થાળા સુધી પહોંચ્યા કે તુરત કૂવાનું પાણી ઊંડે ઉતરી ગયું. હઝરત ખ્વાજા સાહેબે આ જોઈ અત્યંત શોકમય વદને મોં ઉઠાવ્યું અને આકાશ તરફ નજર કરી બોલ્યા; "યા ઈલાહી ! હું એ હરણો કરતાં ય નકામો–ઓછપવાળો છું; કે એમને માટે તો કૂવાનું પાણી ઉપર સુધી આવી ગયું, અને જ્યારે હું પીવા ગયો ત્યારે તે નીચે ઉતરી ગયું !" તુરત ગેબથી અવાજ આવ્યો; "અય ફરીદ (રહ.) ! હરણો માત્ર મારા પર ભરોસો રાખી પાણી પીવા આવ્યાં હતાં. જ્યારે તમે તો ડોલ–દોરડાનો આધાર શોધ્યો, પછી ફરિયાદ શાની ?"

આ અવાજ સાંભળી આપ (રહ.)ને પોતાની ભૂલ સમજાઈ. આપ પસ્તાયા અને એની તૌબા રૂપે ૪૦ દિવસના રોઝા રાખ્યા ! ચાલીશમે દહાડે જ્યારે રોઝો

ખોલવાનો વખત થયો, ત્યારે ઈફતાર માટે કોઈ વસ્તુ નહોતી. આપે મોંમાં ચપટી માટી નાખી. ખુદાની કુદરતથી માટી મોંમાં જતાં જ ખાંડ બની ગઈ ! જ્યારે આ વાતની ખબર આપના પીરો મુર્શિદ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ને થઈ ત્યારે તેમણે ફરમાવ્યું; "ફરીદ તો 'ગંજશકર' (મીઠાશનો ખજાનો) છે !" આ બનાવ પછી આપનું મુબારક ઉપનામ "ગંજશકર" થયું !

ઘણા વરસ સુધી બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) પોતાના મુર્શિદની સેવામાં દિલ્હીમાં રહ્યા. ધીમે ધીમે આપની ખ્યાતિ ખૂબ વધવા લાગી, અને જનતા આપનાથી ફૈઝ પ્રાપ્ત કરવા માટે જાણે અધીરી બની ! એટલે સુધી કે લોકોની ભીડને લઈ આપની ઇબાદત અને આપના એકાંતવાસમાં ખલલ પડવા લાગી. આખરે આપે પીરો મુર્શિદની મંજૂરી લઈ હાંસી મુકામે જવા નિર્ધાર કર્યો. વિદાય વેળા મુર્શિદની રજા લેવા ગયા. મુર્શિદે પૂછયું; "બાબા ફરીદ ! તમે જાઓ છો ?" આપે અરજ કરી; "આપનો હુકમ હોય તેમ કરીશ." ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "ભલે જાવ ! તકદીરમાં એમ જ લખ્યું છે. ખ્વાજા બુઝુર્ગ (હઝરત મુઈનુદ્દીન અજમેરી રહ.)ની વફાત વેળા હું હાજર નહોતો. હું આ દુનિયાથી કૂચ કરી જઈશ ત્યારે તમે પણ હાજર નહિ હોવ !" એ પછી હાજર દુરવેશોને ફરમાવ્યું; "ગંજશકર માટે ભલી દુઆ કરો !"

પછી મુસલ્લો અને અસા (લાકડી) અર્પણ કરી, બે રકાત નમાઝ શુક્ર રૂપે અદા કરવા હુકમ કર્યો અને ફરમાવ્યું; "બાકીનાં તબર્રુકાત (બરકતવાળી વસ્તુઓ) જે તમારી અમાનતો છે તે હું કાઝી હમીદુદ્દીનને સોંપી દઈશ. મારી વફાત પછી ત્રણ દિવસે જ્યારે તમે આવશો ત્યારે તે તમને આપી દેશે. મારું ખિલાફતપદ હું તમને સોંપું છું. મારી જગા એ તમારી જગા છે. મુરીદ માટે એ જરૂરી છે કે પીરનું બરાબર અનુસરણ કરે." એ ઉપરાંત અનેક નસીહતો ફરમાવી, ખ્વાજા કાકી (રહ.) બાબા ફરીદ (રહ.)ને ભેટી પડયા. અંતે ફરમાવ્યું; "જાવ, તમને ખુદાને સોંપ્યા !" બાબા ફરીદુદ્દીન (રહ.) એ પછી હાંસી ચાલ્યા ગયા અને ત્યાં જઈ એકાંતસ્થળે ખુદાની ઈબાદતમાં મશ્ગૂલ થયા.

બાબા ફરીદ (રહ.) હાંસીમાં રહી શાંતિથી ખુદાની ઈબાદત કરતા અને રાત-દિવસ ભારે રિયાઝત-તપસ્યામાં સમય ગાળતા. એક રાત્રે આપે ખ્વાબ જોયું કે પીરો મુર્શિદ ખ્વાજા કુત્બુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)ની વફાત થઈ છે. આ ખ્વાબ જોઈને આપને ઘણો રંજ થયો. વહેલી સવારે અત્યંત દિલગીરી સહિત અને ભારે હૈયે આપ દિલ્હી જવા નીકળી પડયા. ઘણી ઉતાવળે રસ્તો પસાર કરી દિલ્હી પહોંચ્યા. દિલ્હી જઈને આપે જોયું, તો ખરેખર પીરો મુર્શિદની વફાત થઈ છે, અને સમસ્ત

દિલ્હીની જનતા આપની વફાતથી ઘણી શોકાતૂર છે. બાબા ફરીદ (રહ.)એ મુર્શિદની કબર મુબારક પર જઈને ફાતિહા ખ્વાની કરી, અને મુર્શિદનાં બાળ બચ્ચાં કને જઈને તેમને ઘણું આશ્વાસન આપ્યું. થોડા દિવસ સુધી મુર્શિદના હુજરા મુબારકમાં રહ્યા. ખ્વાજા હમીદુદ્દીન નાગોરી (રહ.)એ પીરો મુર્શિદના ખિલાફતપદ માટેની ખિર્કહ, પગરખાં અને પાવડીઓ વગેરે અમાનતો જે મુર્શિદે વફાત વેળા આપને સોંપવા ફરમાવ્યું હતું તે સોંપી દીધી. આઠે'ક દિવસ પછી બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ હાંસી જવા ઈરાદો કર્યો; પણ લોકોએ આપને દિલ્હી ન છોડવા વિનવ્યા. એક દિ' આપ જુમ્આની નમાઝ પઢવા માટે જ્યારે ખાનકાહની બહાર નીકળ્યા ત્યારે સરહંગા નામે એક દુરવેશ દોડતો આવ્યો અને અત્યંત કાકલૂદી તથા રુદન સહિત આપને હાંસી ચાલવા અરજ કરવા લાગ્યો. તે દુરવેશ આપનો ઘણો અકીદતમંદ હોઈ હાંસીથી આવ્યો હતો. તેણે અરજ કરી, ''હે શૈખ ! આપની જુદાઈ સહન ન થવાથી હું હાંસીથી અહીં ચાલ્યો આવ્યો છું. હાંસીની સઘળી જનતા પણ આપની ખિદમત કરવા ઘણી આતુર છે, જેથી આપ હાંસી ચાલો !'' બાબા સાહેબ (રહ.)નો ઈરાદો પણ દિલ્હી છોડી હાંસી જવાનો હતો. દિલ્હીમાં આપની સેવામાં આવતી ભારે જનમેદનીથી આપના એકાંતવાસ અને ઈબાદતમાં પણ ખલલ પડતી હતી, તેથી અંતે આપે હાંસી જવા તૈયારી કરી, લોકોએ દિલ્હીમાં રહી પીરો મુર્શિદની

જગા સંભાળવા અરજ કરી, પણ આપે ફરમાવ્યું; "આ નેઅમત મને શ્રેષ્ઠ દરજાના મારા પીરો મુર્શિદ મારફતે જ મળેલી છે, ફરી હું અહીં રહું કે ત્યાં રહું સરખું છે." આમ ફરમાવી આપ હાંસી તરફ રવાના થઈ ગયા.

## હઝરત બાબા ફરીદ (રહ.)ની ભારે તપસ્યા !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ સુલૂકનો રસ્તો પસાર કરવામાં ઘણી જ મહેનત કરી, અને અનહદ તકલીફો ઉઠાવી. આપે ફરમાવ્યું છે, કે વીસ વરસ સુધી અલ્લાહની યાદમાં એકાગ્ર ચિત્તે હું ઉભો રહ્યો, મુદલ ન બેઠો. પગ સૂજી જતા હતા અને કવચિત તેમાંથી લોહી નીકળતું હતું.

પોતાના પીર હઝરત ખ્વાજા કુત્બુદીન (રહ.)ની સાથે રહીને પણ બંદગી અને તપસ્યાની આવી સ્થિતિ હતી. હમેશા રોઝદાર રહેતા. બીમારીને કારણે કે અન્ય કોઈ સબબે કદિ રોઝો ન રખાતો તો ય તે દિવસે કાંઈ ન જમતા, રોઝા જેવી હાલતમાં જ રહેતા. ઈતિહાસનાં પુસ્તકો જોતાં જણાય છે કે આપે અત્યંત કઠિન મુજાહિદા (તપસ્યા) કરેલ છે. રમઝાન શરીફની દર રાત્રે તરાવીહમાં બે વાર કલામે પાક પૂરું કરતા. કદિ એ ઉપરાંત દસ દસ સીપારા વધી પણ જતા. રાત પૂરી થવાને થોડી વાર રહેતી ત્યારે તરાવીહથી પરવારતા. હઝરત ખ્વાજા નિઝામુદીન

અવલિયા (રહ.) કે જે આપના ખાસ મુરીદ હતા, તેઓ તરાવીહમાં આપની સાથે જ રહેતા !

આપ (રહ.) પર ઈશ્ક અને ખૌફે ખુદા હમેશા છવાયેલો રહેતો. મુરીદોની સભામાં વાત વાતમાં રડી પડતા. એક વેળા આપ સભામાં બેઠા હતા. સંજોગોવસાત્ કંઈક કામ સારું ઉઠયા, અને કમઝોરીને કારણે હાથમાં લાકડી પકડી તેને ટેકે ટેકે જવા લાગ્યા. હજી બે જ કદમ ચાલ્યા હશે એટલામાં ચહેરા મુબારકનો રંગ ફિક્કો પડી ગયો અને હાથમાંની લાકડી ભોંયે ફેંકી દીધી. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)એ આનું કારણ પૂછયું. આપે ફરમાવ્યું; "જ્યારે મેં હાથમાં લાકડી લઈ ચાલવાનો ઈરાદો કર્યો ત્યારે અલ્લાહપાકનો ઈરશાદ થયો કે, "શું તમને આ શોભે છે કે મને છોડી લાકડીનો આશરો લો !" આ સાંભળતાં જ મેં હાથમાં લીધેલી લાકડી ફેંકી દીધી " એ પછી આપ લાકડી વિના જ બહાર ગયા !

બાબા ફરીદ (રહ.)ની ઈબાદત અને રિયાઝત અજોડ હતી. ચિલ્લએ મઅકૂસ, લાગલગાત રખાતા. અનેક દિવસો સુધીના રોઝા અને કારેલાં કે પીલુડાં સાથેના તદન સાદા અને નજીવા ખોરાકને પરિણામે આપનું શરીર ઘણું દુબળું અને અશક્ત થઈ ગયું હતું. છેલ્લી ઉમરમાં એક વાર ફરમાવ્યું ; "ચાલીશ વરસ સુધી આ મસ્ઉદ બંદાએ ખુદા તઆલાએ ફરમાવ્યું તે જ કર્યું છે. હવે થોડાં વરસથી

જે કાંઇ મસ્ઉદના દિલમાં હોય છે અથવા જે કાંઇ એ માંગે છે, તે પામે છે.'' અલ્લાહની મુહબ્બતનો એવો હાલ હતો કે ઈશ્કભર્યા શે'ર બોલતા કે સાંભળતા ત્યારે હાય હાય કરીને રડી પડતા, ના'રા મારતા અને બેહોશ થઈ જતા !

## હઝરત બાબા ફરીદ (રહ.) અજોધન પહોંચ્યા !

હઝરત બાબા ફરીદુદ્દીન મસ્ઉદ ગંજશકર (રહ.) હાંસીમાં રહી શાંતિથી ખુદાની યાદમાં પરોવાયેલા રહેતા, પણ ધીમે ધીમે હાંસીના લોકો ય અલ્લાહના આ કામિલ વલીને ઓળખી ગયા. પરિણામે લોકો આપની પવિત્ર સેવામાં આવવા લાગ્યા અને ફૈઝ માટે આતુર થવા માંડયા. જનતા ટોળેબંધ આવતી અને આપને ઘેરી વળતી. આવી ભીડ અને અવરજવરથી હઝરત બાબા ફરીદ (રહ.)ને ઘણી તકલીફ થતી અને આપના એકાંતવાસમાં અડચણ ઉભી થતી. આ રીતે લોકોનો સતત અને એકધારો પ્રવાહ ચાલુ રહેવા લાગ્યો અને આપની ઈબાદતમાં ખલલ પડવા લાગી ત્યારે આપે હાંસી પણ છોડી દઇ કોઇ એકાંત સ્થળે જવાનો ઈરાદો ફરમાવ્યો અને પોતાના લાયક મુરીદ શૈખ જમાલુદ્દીન હાંસવી (રહ.)ને બરકતભર્યો પોશાક આપી તેમને હાંસીમાં લોકોની ખિદમત માટે મૂકી; આપ કેટલાક સાથીઓ સહિત કોઇ અજાણ્યા સ્થળે જવા નીકળી પડયા. મુસાફરી કરતાં કરતાં જયારે પંજાબમાં આવેલા અજોધન

ગામે પહોંચ્યા ત્યારે આપને રહેવા માટે આ જગા પસંદ પડી. ખુદા પાકની મરજી પણ એવી જ હશે. અંતે આપે પોતાના સાથીઓ સહિત અજોધન નજીક વનમાં મુકામ કર્યો, અને અલ્લાહની યાદમાં પરોવાઈ ગયા. અજોધનના લોકોને અલ્લાહવાળાઓ પ્રત્યે કાંઈ રસ નહોતો, ન તો તેમના મનમાં દુરવેશો અને બુઝુર્ગો પ્રત્યે મુહબ્બત કે ઈઝઝત હતી એટલે બાબા ફરીદ (રહ.)ને શરૂઆતના દિવસોમાં અવરજવર રૂપી મુશ્કેલી નડી નહિ.

## સંતોએ તો લોકોની સેવા કરવી જોઇએ !

અજોધન નજીક જંગલમાં રહીને હઝરત ખ્વાજા ફરીદ (રહ.) અને આપના કેટલાક દુરવેશ સાથીઓ અલ્લાહની યાદમાં મશ્ગૂલ રહેતા હતા. મોટે ભાગે દિવસે રોઝો રાખતા અને જંગલના કંદમૂળ ખાઈ દિવસો પસાર કરતા. ખુદાની યાદ માટે આ એકાંતવાસ ઘણો સારો હતો.

એક દિવસે આપના મુકામ નજીક થઈને એક ડોશી માથે દૂધની તાંબડી લઈ જતી હતી. બાબા સાહેબે તેને પાસે બોલાવી પૂછયું કે, "માજી દૂધ ક્યાં લઈ જાઓ છો ?" ડોશીએ પોતાની વિતક કહેતાં અરજ કરી કે, "અહીંથી થોડે દૂર જંગલમાં એક સાધુ મહારાજ રહે છે. તેઓ જેની પાસે જે કાંઈ માંગે છે, તે આપી દેવું પડે. દૂધ કે એવી વસ્તુ જો કોઈ ન આપે તો તે વસ્તુ લોહી બની જાય. આજે

મારી કનેથી દૂધ માંગ્યું છે. જો હું આપવા ન જાઉં તો એ દૂધ લોહી બની જાય !'' આપે ફરમાવ્યું; ''વારું, તમે અહીં બેસો અને તાંબડી અહીં મૂકી દો. જ્યારે દૂધનું લોહી બની જશે, ત્યારે જોઇ લેવાશે !'' આ સાંભળી ડોશી ત્યાં જ રોકાઇ ગઇ. સાધુ મહારાજે ડોશીની ઘણી વાટ જોઇ. જ્યારે તે ન આંવી ત્યારે પોતાના એક ચેલાને; તેણે ડોશીની ખબર કાઢવા ગામ તરફ મોકલ્યો. ચેલો ગામ તરફ આવતો હતો ત્યારે તેણે રસ્તામાં બાબા સાહેબ પાસે ડોશીને બેઠેલી જોઇ. તે બહુ ગુસ્સે થયો. ડોશીને ગમે તેવું બોલવા લાગ્યો. હઝરત બાબા ફરીદ (રહ.) ધીરજપુર્વક સાંભળતા રહ્યા; જ્યારે ચેલાની બદતમીઝી હદથી વધી ગઇ ત્યારે બાબા સાહેબે આવેશપુર્વક ફરમાવ્યું; ''ચૂપ રહે !'' આટલું કંહેતાં જ ચેલાની જીભ બંધ થઇ ગઇ. તેણે બોલવાં માટે ઘણી કોશિશ કરી પણ બોલાયું નહિ. ખ્વાજા સાહેબે તેને પાસે બેસાડયો. જ્યારે ઘણી વાર થઇ ત્યારે સાધુ મહારાજે બીજા ચેલાને ખબર કાઢવા મોકલ્યો અને કહ્યું, કે જો ને હજુ કોઇ કેમ આવતું નથી ? તેણે પણ ગામ તરફ આવતા રસ્તામાં ડોશીને હઝરત ખ્વાજા સાહેબ પાસે બેઠેલીં જોઇ. પોતાના સાથીદારને ત્યાં બેઠેલો નીહાળ્યો. આથી તે બબડવા માંડયો અને ડોશીને બુરૂંભલું કહેવા લાગ્યો. હઝરત શૈખે તેને પણ ફરમાવ્યું; ''હવે ચૂપ રહે !'' આટલું ફરમાવતાં જ તેની જીભ પણ જાણે ચોંટી ગઇ, તેનાથી બોલાયું નહિ. ખ્વાજા સાહેબે તેને પણ પાસે બેસાડયો.

આ રીતે બધા ચેલા આવ્યા અને ચૂપ બેસી ગયા. સાધુ પરેશાન હતો કે આ બધા ક્યાં ભરાઈ બેઠા હશે ? તે ગુસ્સે થઇ ઉઠયો અને ગામ તરફ આવ્યો. રસ્તામાં હઝરત ખ્વાજા ફરીદુદ્દીન (રહ.) પાસે સૌને ચૂપચાપ બેઠેલા જોઇ તે ક્રોધથી કંપવા લાગ્યો અને અત્યંત ગુસ્સામાં આવી પોતાના ચેલાઓ તથા દૂધવાળી ડોશીને તતડાવવા લાગ્યો. આ સાંભળી હઝરત ખ્વાજા સાહેબે ફરમાવ્યું; " શું બકે છે ? છાનો બેસ !" આટલું ફરમાવતાં જ ખુદાની કુદરતથી તેની જીભ પણ બંધ થઇ ગઇ ! તેણે ઘણું બળ અજમાવ્યું, જાદુના ઉપાય કરી જોયા પણ જીભ ન ઉઘડી. આખરે તેણે વિચાર્યું, કે મુકાબલો કરવામાં સાર નથી; કેમ કે આ ફકીર–દુરવેશને જીતવા સહેલા નથી. અંતે હાથ જોડી ઈશારાથી તે કહેવા લાગ્યો, કે હઝરત ! અમારી ભૂલ માફ કરો અને અમને છૂટા કરો ! હઝરત બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું કે, "હું તમને એ શરતે છૂટા કરું કે તમે આજથી કદિ કોઇને હેરાન નહિ કરો અને ફરી આ ગામ તરફ નહિ આવો એવી બાંહેધરી આપો ! સાધુસંતો અને દુરવેશોએ તો લોકોની સેવા કરવી જોઇએ, ન કે લોકોને આ રીતે સતાવવા જોઈએ." સાધુએ કબૂલ કર્યું એ પછી સૌની જીભ ખુલી ગઈ. તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. હઝરત ખ્વાજા સાહેબ ઊઠયા અને જ્યાં સાધુનો મુકામ હતો ત્યાં ગયા. એ જગા આપને પસંદ પડી. આપ એમ ફરમાવી ત્યાં રહેવા લાગ્યા, "કે ફકીરોની જગાએ ફકીરો જ રહી

શકે છે !''

**''હે શૈખ ! ગભરાઓ નહિ, લોકોની સેવા કરો !''**

આ બનાવથી આપની કીર્તિ ખૂબ વધી પડી. ગામવાળાઓએ આપની મહત્તા જોઈ લીધી. પછી તો દિવસે દિવસે આપની સેવામાં લોકોની ભીડ જામવા લાગી. લોકો દૂર દૂરથી મોટી સંખ્યામાં આવતા અને ફૈઝ મેળવતા. આને કારણે અલ્લાહની ઈબાદત અને બંદગીમાં ફરી ખલલ પડવા લાગી. પરિણામે આપે અજોધન પણ છોડી દેવાનો ઈરાદો ફરમાવ્યો, પણ એ દિવસોમાં આપે ખ્વાબમાં પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)ને એમ ફરમાવતાં જોયા કે; ''એ જ સ્થળે રહો !'' વળી એક દિવસે ગૈબથી અવાજ આવ્યો; ''અય શૈખ ! ગભરાઓ નહિ, અને લોકોની અવરજવરને કારણે પડતી તકલીફો સહન કરી તેમને ફૈઝ પહોંચાડો !'' બાબા ફરીદ (રહ.)એ આ હુકમોને માથે ચડાવ્યા, અને કાયમ માટે અજોધનમાં રહેવા નિશ્ચય કરી લીધો. પછી તો દરેક શખ્સને આપની સેવામાં પહોંચવાની ઘણી સહુલત થઈ ગઈ. પુષ્કળ લોકો આવતા; પણ આપ લોકોની ભીડથી પરેશાન ન થતા, અને શાંતિપુર્વક પોતાના રૂહાની ફૈઝથી લોકોને લાભ પહોંચાડતા ! આપના ફૈઝ અને બરકતથી લાભ મેળવવા માટે દૂર દૂરથી ઉલમા, મશાઈખ

અને દરેક ધર્મ કે વર્ગના લોકો આવતા. એટલે સુધી કે વખત જતાં રૂહાની કેન્દ્ર સમા અજોધનનું નામ પાકપટ્ટન પડી ગયું.*

## "ગામોની એ ભેટ મને ન ખપે !"

એક વેળા દિલ્હીનો સુલ્તાન નાસિરુદ્દીન અજોધન મુકામે ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની સેવામાં આવ્યો, અને અત્યંત અકીદત સહિત આપની મુલાકાત લીધી. ખ્વાજા સાહેબના પ્રભાવ અને રૂહાની ઓજસની તેના પર ઘણી સારી અસર પડી. પાછા ફર્યા પછી તેણે પોતાના વજીર બલ્બનને રોકડ નાણું તથા ચાર ગામોની ભેટનું શાહી ફરમાન લઈ ખ્વાજા સાહેબની સેવામાં મોકલ્યો. જયારે બલ્બન પવિત્ર સેવામાં આવ્યો ત્યારે આપે પૂછયું; "આ શું છે ?" બલ્બને અરજ કરી કે, એ શાહી ભેટ છે. એમાંનું રોકડ નાણું આપની સેવામાં રહેતા દુરવેશો અને ખાદિમો માટે છે, અને ચાર ગામોની ભેટ આપને માટે છે. આ સાંભળી ખ્વાજા સાહેબ મુસ્કુરાયા અને ફરમાવ્યું; "રોકડ નાણું દુરવેશોને વહેંચી દો, અને મારા માટેનું ચાર ગામોની ભેટનું ફરમાન પાછું લઈ જાવ ! એની ઈચ્છા રાખનારા તો બીજા ઘણા છે, તેમને આપો. મારે એ ભેટ ન જોઈએ !"

---

* કહેવાય છે, કે શહેનશાહ અકબરે અજોધનનું નામ પાકપટ્ટન રાખ્યું હતું.

અંતે લાચાર થઇ બલ્બન ચાલ્યો ગયો.

## રૂહાની શક્તિનો એક અજબ બનાવ !

ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની ભારે ખ્યાતિ અને ઈઝઝતને લઈ કેટલાક નાદાન શખ્સો આપનાથી અદેખાઈ કરતા હતા. તેમની હસદ એટલી હદે વધી ગઈ હતી કે કેટલાકે તો હઝરતનો જીવ લેવાની કોશિશ કરી. ખ્વાજા સાહેબનો એ નિયમ હતો કે નમાઝ પઢયા પછી ઘણી વાર સુધી સિજદામાં માથું રાખી અહકમુલ હાકિમીન સામે ઝૂકેલા રહેતા. હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) વર્ણવે છે કે, એક વેળા આપ આ રીતે સિજદામાં માથું રાખી અલ્લાહની યાદમાં મશ્ગૂલ હતા. શરદીના દિવસો હતા, અને ઠંડો પવન વાય રહ્યો હતો; એટલે મેં આપના પવિત્ર શરીર પર કમ્બલ ઓઢાડી દીધી. એ વખતે આપની પાસે મારા વિના કોઈ સેવક કે દુરવેશ હાજર નહોતો. હજી થોડીવાર થઈ હશે એટલામાં શરીરે ચામડું વીંટાળેલો એક કલંદર આવ્યો, અને જોરથી સલામ કરી હઝરતની નજીક પહોંચી ગયો. એને લાંચ આપી ખ્વાજા સાહેબનો જીવ લેવા મોકલવામાં આવ્યો હતો. ખુદાપાકે કલંદરના નાપાક ઈરાદાની ખ્વાજા સાહેબને જાણ કરી દીધી. તુરત આપની એકાગ્રતામાં ફરક આવ્યો; પણ આપે સિજદામાંથી માથું ઉઠાવ્યું નહિ. કલંદરના મોં પર આવેશની રેખાઓ તણાયેલી હતી. તેણે મને પૂછયું; ''અહીં કોણ છે ?'' મેં

કહ્યું, અત્યારે તો ફક્ત હું જ હાજર છું.'' આટલી વાત થઇ એટલામાં ખ્વાજા સાહેબે સિજદાની હાલતમાંથી જ મને બૂમ મારી, હું નજીક ગયો. આપ ફરમાવવા લાગ્યા; ‘‘અય નિઝામુદ્દીન ! મારી નજીક એક કલંદર ઉભેલો છે.'' મેં અરજ કરી; ‘‘જી હા, ઉભેલો છે.'' હઝરતે પુનઃ ફરમાવ્યું; ‘‘એણે શરીરે સાંકળ વીંટાળેલી છે, અને કાનમાં સફેદ વાળી પહેરી છે.'' મેં અરજ કરી, ‘‘હા, એ જ પ્રમાણે છે.'' ખ્વાજા સાહેબે આ રીતે વગર જોયે સિજદાની હાલતમાંથી જ કલંદરના રૂપરંગ વગેરે વર્ણવી દીધાં. અંતે સિજદાની હાલતમાં જ ફરમાવ્યું; ‘‘ઓ નિઝામુદ્દીન ! એણે કમરપટામાં ખુલ્લો ચાકુ સંતાડેલો છે, એને કહો કે તારી ફજેતી થાય એ પહેલાં અહીંથી ચાલ્યો જા !'' પોતે ઓળખાય ગયો છે, એ જોઇ કલંદર ત્યાંથી એકદમ નાઠો !

વળી આપની ભારે ઇઝઝતને લઇ અજોધન ગામનો કાઝી પણ આપનાથી ખૂબ અદેખાઇ રાખતો. હરપળે આપને બદનામ કરવાની અને તકલીફ પહોંચાડવાની કોશિશ કરતો. એની ઉશ્કેરણીથી અજોધનના કેટલાક જાગીરદારો અને સરકારી નોકરો હઝરત શૈખના કુટુંબીજનોને તકલીફ આપતા. હઝરત શૈખના બાળબચ્ચાં અજોધનમાં રહેતાં; જ્યારે આપ અજોધનથી થોડે દૂર એકાંત સ્થળે અલ્લાહની ઇબાદતમાં મશગૂલ રહેતા.

આપનાં ફરઝંદો કાઝી વિષે ફરિયાદ કરતાં ત્યારે આપ ધીરજપુર્વક સાંભળતા અને સબર રાખવાની શીખ દેતા. કાઝીએ મુલ્તાનના હાકિમના કાન ભંભેર્યાં અને ખ્વાજા સાહેબ વિષે ફરિયાદ કરતો કાગળ લખ્યો. જવાબમાં હાકિમે લખ્યું કે, "તમે મહા માનવ વિષે લખો છો, કે જેની વિરુદ્ધતા કરવાની અમારી મજાલ નથી !" આખરે ખુદાપાકે અદેખાઓને ભલી તૌફીક આપી અને ખ્વાજા સાહેબથી કપટ કરવાનું તેમણે મૂકી દીધું.

## બાબા ફરીદ (રહ.)ની ઉદારતા !

એક વેળા અજોધનના એક મોટા જાદુગરે હઝરત ખ્વાજા સાહેબ પર જાદુ કર્યો. આપ બીમાર થઈ ગયા. મુરીદો હકીમને બોલાવી લાવ્યા અને આપની તબીઅત તપાસાવી. હકીમે નાડી વગેરે જોઈ કહ્યું કે આ દર્દ તો મારાથી પરખાતું નથી. ખુદાની કુદરતથી તે રાત્રે ખ્વાજા સાહેબના પુત્ર શૈખ બદરુદીને (રહ.) એક ખ્વાબ જોયો. ખ્વાબમાં તેમણે જોયું કે એક ઘરડા માણસ ફરમાવી રહ્યા છે કે, તમારા પિતાજી પર જાદુગર શિહાબુદીનના દીકરાએ જાદુ કરેલો છે. એ પછી તેમણે જાદુ ઉતારવાની રીત બતાવી. બીજે દિવસે તે રીત અજમાવવામાં આવી. ખુદાના ફઝલથી જાદુની અસર જતી રહી અને ખ્વાજા સાહેબ સાજા થઈ ગયા. અજોધનના હાકિમને આ વાતની જાણ થઈ; એટલે તુરત તેણે પેલા જાદુગરને પકડી મંગાવ્યો અને બાંધીને ખ્વાજા સાહેબની

સેવામાં પહોંચતો કરી અરજ કરી કે; "આ શખ્સ સજા કરવાને પાત્ર છે. હુકમ હોય તો આવા ગુનાહ બદલ એની ગરદન ઉડાવી દઈએ." ખ્વાજા સાહેબે ફરમાવ્યું; "મહા બળવાન ખુદાપાકે મને તંદુરસ્તી અર્પણ કરી છે. મેં એના શુક્રરૂપે આ ગુનેહગારના ગુનાહને માફ કરી દીધો. તમે પણ એને માફ કરી આપો !" એ પછી પેલા જાદુગરને છોડી મૂકવામાં આવ્યો.

## કલંદરે કમંડળનો વાર કર્યો કે તુરત ભીંત ગબડી પડી !

એક વેળા હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) પોતાના હુજરા મુબારકમાં ઈબાદતમાં પરોવાયેલા હતા, એવામાં એક કલંદર આપને મળવા આવ્યો અને ઓરડામાં પેસી ખ્વાજા સાહેબની ચાદર પર બેસી ગયો. મૌલાના બદરૂદ્દીન ઈસ્હાકે તેની આગતાસ્વાગતા કરી અને તેની સામે થોડું ખાવાનું હાજર કર્યું, કલંદર જમ્યો. જમીને તેણે કહ્યું કે, "મારે હઝરત ખ્વાજા સાહેબને મળવું છે." મૌલાનાએ જવાબ આપ્યો કે; "અત્યારે હઝરત ખ્વાજા સાહેબ અલ્લાહના ઝિક્રમાં મશ્ગૂલ છે, એટલે કોઇ તેમની સેવામાં જઇ શકે નહિ." આ સાંભળી કલંદર ચૂપ થઇ ગયો. તેણે પોતાની ઝોળીમાંથી લીલી ભાજી જેવું થોડુંક ઘાસ કાઢયું, અને પોતાના કમંડળમાં નાખી તે વાટવા મંડયો. વાટતાં

વાટતાં થોડુંક ઘાસ હઝરત ખ્વાજા સાહેબની ચાદર કે જેના પર એ કલંદર બેઠો હતો તે પર વેરાયું. આ જોઈને મૌલાનાએ તેને ઠપકો આપતાં કહ્યું, "અય દુરવેશ ! હદથી વધીને બેઅદબી કરવી ન જોઈએ. જો, ખ્વાજા સાહેબની ચાદર મુબારક પર ઘાસ વેરાઈ રહ્યું છે. અહીંથી ઉઠી જા; આઘો બેસ !" આ બોલ સાંભળતાં જ કલંદર તો આવેશમાં આવી ગયો, અને ભ્રકુટિ ચડાવી કમંડળ ઉગામી મૌલાનાને મારવા તૈયાર થયો. તેણે કમંડળ મારવા હજી હાથ ઉગામ્યો હતો, કે ખ્વાજા સાહેબ નૂરે બાતિનથી આ પરિસ્થિતિ જાણી જઈ હુજરા મુબારકમાંથી દોડતા આવ્યા, અને કલંદરનો હાથ પકડી તેને સમજાવવા લાગ્યા, કે મૌલાનાનો આટલો ગુનોહ માફ કરી દો. કલંદરે ન માન્યું. તે કહેવા લાગ્યો; "પ્રથમ તો ફકીરો હાથ ઉગામતા જ નથી, અને જ્યારે ઉગામે છે, ત્યારે માર્યા વિના હાથ હેઠો મૂક્તા નથી !" છતાં ખ્વાજા સાહેબે તેનો હાથ પકડી રાખ્યો અને ફરમાવ્યું; "વારું આ ભીંત પર મારો !" કલંદરે ભીંત પર કમંડળનો વાર કર્યો. સૌને એ જોઈને આશ્ચર્ય થયું કે ભીંત ઘણી મજબૂત હતી; છતાં જલાલભર્યા ફટકાથી તે તુરત જ પડી ગઈ. જાણે ધરતીકંપથી પડી ગઈ હોય !

હઝરત ખ્વાજા સાહેબે કલંદરની ઉચ્ચતાને નૂરે બાતિનથી પામી લીધી હતી, અને તેથી હુજરા મુબારકમાંથી દોડતા આવી તેનો હાથ પકડી લીધો. જો

મૌલાના બદરુદ્દીન (રહ.) પર તેનો ઉગામેલો હાથ પડત તો ખુદા ખબર મૌલાનાની શી હાલત થાત ! કલંદરે પણ ખ્વાજા સાહેબના મહાન દરજાને ઓળખી લીધો. ખરેખર, વલીઓ અલ્લાહે આપેલા નૂરે બાતિન વડે ઘણું ઘણું જાણી લે છે. જેમ કે એના અપાર રૂહાની બળની આપને જાણ થઈ ગઈ હતી. દિવાલ પડયા પછી કલંદર, ખ્વાજા સાહેબ સાથે ઘણી અદબ અને નમ્રતાથી વર્ત્યો, અને આપની સાથે વાતચીત કર્યા પછી પોતાને રસ્તે ચાલ્યો ગયો. તેના ગયા પછી ખ્વાજા સાહેબે મૌલાના બદરુદ્દીન ઈસ્હ કને ઉદ્દેશીને ફરમાવ્યું; "ભાઈ ! સામાન્ય પોશાકમાં અલ્લાહના ખાસ બંદાઓ પણ હોય છે; એટલે બધાને સરખા ગણી ન લેતા !"

## "ખુદાપાકે જે દીધું હોય તેનાથી ખુશ રહે !"

એક વેળા બપોરે હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) ખાનકાહમાંથી બહાર નીકળી એક ભીંતને છાંયડે ઉભા હતા. હઝરત શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.), મૌલાના બદરુદ્દીન ઈસ્હાક (રહ.) અને મૌલાના જમાલુદ્દીન હાંસવી (રહ.) પણ પવિત્ર સેવામાં હાજર હતા. એટલામાં આપના એક જૂના મુરીદ મુલ્લા યૂસુફ બબડતા બબડતા આવ્યા, અને ફરિયાદ કરવા લાગ્યા કે;

"હું તો વરસોથી હઝરતની સેવા કરું છું, છતાં હજી તે જ દરજ્જે છું; અને મારા પછી આવેલા ઘણા શખ્સો હઝરતના ફૈઝથી ખિલાફત પામીને ઉંચે દરજ્જે પહોંચી ગયા છે." હઝરત બાબા ફરીદ (રહ.) આ સાંભળી મુસ્કુરાયા અને ફરમાવ્યું; "દરેક શખ્સ પોતાની લાયકાત અને આવડત પ્રમાણે નેઅમત મેળવે છે. એમાં અમારો કોઈ વાંક નથી." હજી આટલી વાત થઈ હતી એટલામાં ચારે'ક વરસનો એક નાનો છોકરો આવ્યો, અને આપની નજીક ઉભો રહ્યો. હઝરત બાબા ફરીદ (રહ.) ઉભા હતા ત્યાં નજીકમાં ઈંટોનો ઢગ પડયો હતો. હઝરત બાબા સાહેબે નાના છોકરાને ફરમાવ્યું; "જા બેટા! પેલા ઢગમાંથી એક ઈંટ લાવ; જેથી હું તેના પર બેસું." છોકરો દોડતો ગયો અને એક આખી ઈંટ ઉઠાવી લાવ્યો. હઝરત તેના પર બેઠા. પછી આપે છોકરાને પુનઃ ફરમાવ્યું; "એક ઈંટ મૌલાના નિઝામુદ્દીન માટે પણ લઈ આવ!" છોકરો બીજી આખી ઈંટ ઉઠાવી લાવ્યો. એ રીતે ખ્વાજા સાહેબે મૌલાના જમાલુદ્દીન હાંસવી અને મૌલાના બદરુદ્દીન ઈસ્હાક માટે પણ ઈંટો મંગાવી. છોકરો દરેક વખતે આખી ઈંટ લાવ્યો. જયારે મુલ્લા યૂસુફની વારી આવી ત્યારે પણ આપે છોકરાને ફરમાવ્યું; "જા બેટા! મુલ્લા યૂસુફ માટે પણ લઈ આવ!" છોકરો ગયો અને મુલ્લા યૂસુફ વાસ્તે અડધિયા ઈંટ કરતાંય નાનો ઈંટનો ટુકડો ઉઠાવી લાવ્યો, અને તેમની સામે મૂકી દીધો! આ જોઈ તમામ બુઝુર્ગોને ઘણી નવાઈ લાગી કે છોકરો

દરેકને માટે તો આખી ઈંટ લાવ્યો પણ જ્યારે મુલ્લા યૂસુફની વારી આવી ત્યારે નાનો ટુકડો જ લાવ્યો ! એ પછી ખ્વાજા સાહેબે મુલ્લા યૂસુફને ફરમાવ્યું; ‘‘અય યૂસુફ! હું શું કરૂં ? નસીબ પ્રમાણે મળે. ખુદાએ જે આપ્યું હોય તેનાથી ખુશ રહે, અને તેનો શુક્ર અદા કર !’’

## હઝરત બાબા ફરીદ (રહ.)નું ફકીરીભર્યું જીવન

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ પોતાનું આખું જીવન ફકીરીભરી નિર્ધનતા અને દુરવેશીભરી ઉદારતા સાથે ગુઝાર્યું. પોશાક અને ખોરાકમાં ભારે સાદગી રહેતી. પહેરવાનાં કપડાં ફાટી જતાં છતાં તેને ઉતારી ન નાખતા ! મુબારક હાથે થીંગડા મારી લેતા અને પહેરતા. એકવાર પહેરણ ઘણું જૂનું થઇ ગયું હતું અને ઠેકઠેકાણેથી ફાટી ગયું હતું. એક શખ્સે નવું પહેરણ ભેટ આપ્યું. આપે તે પહેર્યું ખરું; પણ પહેરીને ફરમાવવા લાગ્યા : ‘‘જે અભિરુચિ અને આનંદ પેલા જૂના પહેરણમાં મને મળતાં તે આ નવામાં નથી.’’ આમ ફરમાવી નવું પહેરણ કાઢી નાખ્યું. પાસે પહેરવાને વધુ કપડાં ન રહેતાં. ન તો ઓઢવા–પાથરવાને ચાદર–ગાદલા. જે કામળી પર દિવસે બેસતા, રાત્રે તેને પાથરી આરામ ફરમાવતા. ઘરમાં મોટે ભાગે ફાકા ગુઝરતા. ભેટ–સોગાતો આવતી તે ગરીબો–મોહતાજોને વહેંચી દેતા. મોટે ભાગે શરબતથી

રોઝો ખોલતા, ઈફતાર વેળા શરબતનો એક પ્યાલો લાવવામાં આવતો; જેમાંથી મોટા ભાગનું શરબત હાજર રહેલા વલીઓ અને દુરવેશો વગેરેને વહેંચી દેતા. ઘરમાં જો સગવડ હોય તો બે રોટીઓ આવતી. તેમાંથી એકાદ ટુકડો પોતે ખાતા અને બાકીની બધી હાજરજનોને વહેંચી દેતા.

લંગરખાનામાં અનેક જાતનું ભોજન રંધાતું. મહેમાનો અને ગરીબો–મોહતાજો તે જમતા. આપ તેમાંથી કશું ન લેતા. આપનું ખાણું તદન સાદું હતું. રોટી સાથે મોટે ભાગે કારેલાં કે પીલુડાંનું શાક હોતું. એકવાર ઘરમાં મીઠું નહોતું. આપના મુરીદ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)એ એક દુકાનેથી એક પૈસાનું મીઠું ઉધાર આણી આપને માટે કારેલાનું શાક કર્યું. જ્યારે પવિત્ર સેવામાં તે જમવાને મૂક્યું ત્યારે આપે પ્યાલામાં હાથ નાંખ્યો. તુરત હાથમાં ભાર જણાયો અને કોળિયો ન ઉઠાવી શક્યા. આપે ફરમાવ્યું; "આમાં ફુઝુલ ખર્ચ કરાયો હોય એમ લાગે છે." આમ ફરમાવી પૂછયું; "મીઠું ક્યાંથી આણીને નાખ્યું હતું ?" હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)એ ધ્રુજતે અવાજે અરજ કરી; "હું ઉધાર લાવ્યો હતો." હઝરત બાબા સાહેબ ફરમાવવા લાગ્યા : "નફસની લઝઝત અને મઝા ખાતર દુરવેશ કરઝદાર બને તેના કરતાં ભૂખ અને ફાકાથી એનું મોત આવેલું સારું !

તવક્કુલ (અલ્લાહ પર ભરોસો) અને કર્ઝ એ બંને વચ્ચે પૂર્વ–પશ્ચિમનાં છેટાં છે, એટલે કે એ બે નો મેળ રહી શકે નહિ. જો કોઈ કરઝદાર દુરવેશને અચાનક મોત આવી જાય તો કયામતમાં તેની ગરદન કર્ઝના ભારથી ઝૂકેલી રહેશે.'' આમ ફરમાવી પ્યાલામાંનું તે શાક ગરીબોને વહેંચી દેવાનો આપે હુકમ ફરમાવ્યો. એકવાર આપે રોઝો રાખ્યો. ઈફતાર વેળા એક માણસ ચાર રોટીઓ લઈ હાજર થયો. આપે તે સ્વીકારી લઈ તેમાંથી કંઈક ખાધી, પણ ધૃણા–નફરત થવા લાગી, તે જ વેળા ઉલ્ટી કરી નાખી, પાછળથી જણાયું, કે જે માણસ રોટી લાવ્યો હતો તે શરાબી હતો અને રોટીઓ હલાલ કમાઈની નહોતી !

આટઆટલી તંગદસ્તી છતાં બાબા ફરીદ (રહ.) પોતાના પીરો મુર્શિદ હઝરત ખ્વાજા કુત્બુદીન બખ્તિયાર કાકી (રહ.)ની જેમ દુનિયાના ધનદોલત કે માલસામાન પ્રત્યે બેપરવા જ રહ્યા. રાજકર્તાઓની ભેટો આપ નકારી કાઢતા. એક વેળા અજોધનના વાલીએ થોડાંક ગામ અને રોકડ નાણું ભેટ આપવા કોશિશ કરી. બાબા સાહેબે ફરમાવ્યું; ''હું એ ગામડાં અને નાણાં લઉં તો લોકો મને દુરવેશ ન કહેશે પણ ધનવાન કહેશે ! વળી 'ગામડાંવાળો દુરવેશ' એવું મારું નામ પડી જશે ! એ પછી આ મોં દુરવેશોને દેખાડવા લાયક ન રહેશે, ન હું તેમની વચ્ચે ઉભો રહી શકીશ.'' કદિ કોઈની પાસેથી જો ભેટની વસ્તુ

સ્વીકારતા તો તુરત અલ્લાહના રસ્તામાં વહેંચી દેતા. ફરમાવતા કે અલ્લાહના રસ્તામાં જે આપવામાં આવે અને જેટલુંય આપવામાં આવે તે વ્યર્થ નથી. અલ્લાહના રસ્તા સિવાય ખર્ચવામાં આવે તે વ્યર્થ છે. મુલાકાતીઓ અને અકીદતમંદોની ભીડ થતી તો મુસલ્લા નીચે હાથ નાખી સોના રૂપાનું નાણું કાઢતા અને લોકોને વહેંચતા. જેના નસીબમાં જે હોતું તે તેને મળતું. મુલાકાતીઓમાંથી ઘણા લોકો ભેટ તરીકે મીઠાઈ લાવતા, એટલી મીઠાઈ આવતી કે ઢગ ખડકાઈ જતો; પણ અજોધનનાં બાળકો અને ગરીબો–મોહતાજોને તે વહેંચી દેવાતી ! ફરમાવતા કે, "મારી કને એટલી ભેટો આવે છે કે જો તેમને ભેગી કરું તો ભંડારો ભરાય જાય, પણ જે કાંઈ આવે છે તે બધું અલ્લાહના રસ્તામાં ખર્ચી નાખું છું."

## હઝરત બાબા ફરીદ (રહ.)ના ઉત્તમ સદ્‌ગુણો !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) ઘણા જ નમ્ર અને ઉદાર હતા. લોકોનું દુઃખ જોઈ આપનું હૃદય રડી ઉઠતું. તેમનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરતા. ભલાઈ અને લાગણી પણ અનહદ હતી. નમ્રતા એટલી હદે હતી કે કદિ કોઈને આકરું વેણ કહ્યું નથી. એકવાર તુર્કસ્તાનથી પ્રવાસ માટે નીકળેલાં ચાર દુરવેશો આપને મળવા આવ્યા. તેમણે બાબા સાહેબ સાથે ઘણી તોછડાઈભરી વાતો કરી, અને ન

બોલવા જેવું પણ બોલ્યા. તેઓ કહેતા હતા કે અમે તો આખું જગત ખૂંદી વળ્યા પણ કોઈ ખરો દુરવેશ–સંતપુરુષ ન મળ્યો. સ્વાર્થી અને દુનિયાદાર દુરવેશો તો ઘણા જોયા. બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; "તમે અહીં થોભી જાઓ. તમે શોધો છો એવા દુરવેશ સાથે હું તમને મુલાકાત કરાવીશ." આમ છતાં તેઓ તો બકવાસ કરતા જ રહ્યા. બાબા સાહેબે તેમને રાજી રાખવા ઘણી કોશિશ કરી અને તેમની સાથે ઘણી નમ્રતાપુર્વક વર્ત્યા. વળી તેમને મહેમાન રહેવા માટે ઘણો આગ્રહ કર્યો; પણ તેમણે ન માન્યું અને જવા તૈયાર થયા. તેઓ જવા લાગ્યા ત્યારે બાબા ફરીદ (રહ.)એ લાગણીપુર્વક ફરમાવ્યું; "રણને રસ્તે ન જતા. તમારે માટે એ રસ્તે ભય છે, અને તમારો જીવ જોખમમાં પડશે !" છતાં તેમણે આપની વાત કાને ધરી નહિ, અને બેપરવાઈથી રણને માર્ગે જ ચાલતા થયા. થોડે દિવસે ખબર મળી કે તે દુરવેશો રણમાં વાતા લૂ ના ભારે વાયરાથી મરણ પામ્યા. જ્યારે આ ખબર ખ્વાજા સાહેબને કાને ગઈ ત્યારે આપ ઈન્ના લિલ્લાહ..... પઢયા, અને અફસોસ સહિત ફરમાવવા લાગ્યા; "આહ ! તેમણે મારી વિનંતી માની નહિ !" એ વખતે પવિત્ર આંખોમાં આંસૂ હતાં.

મોટાઈ આપને જરાય પસંદ ન હતી. સદા નમ્રતા ગ્રહણ કરી. એકવાર આપને પગે દર્દ થતું હતું, જેથી ભોંયે ન બેસાતું એટલે આપે ખાટલી મંગાવી અને તે પર બેઠા.

મુરીદોને કહ્યું; "માફ કરજો, હું તમારાથી ઉંચી જગાએ એટલા ખાતર બેઠો છું, કે મારાથી દર્દને કારણે ભોંયે બેસાતું નથી." હાજર રહેલાઓએ અરજ કરી; "હુઝૂર ! આપને આરામ મળે એથી અમે રાજી થઈશું. આપની તંદુરસ્તી એ અમારી જ તંદુરસ્તી છે !" ખ્વાજા સાહેબની નમ્રતા અને સમાન ભાવનાનો આ કેવો વિરલ નમૂનો છે ! મકબૂલિયત અને શ્રેષ્ઠ દરજા છતાં ઉંચે સ્થાને બેસવાનું પસંદ ન કર્યું. ઈસ્લામી શિક્ષણનો આ ઉત્તમ નમૂનો છે !

## હઝરત બાબા ફરીદ (રહ.)નું પરિણીત જીવન

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ બીબી હઝીરહ (રહ.) નામે એક ખાતૂન સાથે નિકાહ કર્યા હતા. બીબી હઝીરહ; દિલ્હીના સુલ્તાન ગ્યાસુદ્દીન બલ્બનનાં પુત્રી હતાં, આપને પાંચ દીકરા અને ત્રણ દીકરીઓ હતી. બલ્બન સુલ્તાન બન્યો એ પહેલાં તેણે પોતાની પુત્રીના નિકાહ ખ્વાજા સાહેબ સાથે કર્યા હતા, પરંતુ સુલ્તાન બન્યા પહેલા અને સુલ્તાન બન્યા પછી પણ ખ્વાજા સાહેબના સરખા જ નિઃસ્પૃહ અને લાલસા રહિત સંબંધ કાયમ રહ્યા. આપને હુકુમતવાળાઓથી કાંઈ લોભલાલચ નહોતાં. જ્યારે સુલ્તાન નાસિરુદ્દીન દિલ્હીની ગાદી પર હતો અને બલ્બન તેનો વજીર હતો ત્યારે બલ્બને ખ્વાજા સાહેબને

દરખ્વાસ્ત કરી, કે સુલ્તાન નાસિરુદ્દીનને કાંઈ ઔલાદ નથી એટલે આપ દુઆ ગુઝારો, કે દિલ્હીની ગાદી મારા નસીબમાં આવે. બાબા ગંજશકર (રહ.)એ એના જવાબમાં આ શે'ર ઉચ્ચાર્યા.

**ફરીદૂં ફર્રુખ ફરિશ્તા ન બૂદ; ઝે ઊદો ઝે અંબર સરિશ્તહ ન બૂદ !**

**ઝે દાદો દહિશ યાફતહ નીકૂઇ દાદો દહિશ કુન ફરીદૂં તૂઇ !**

(અર્થાત : ઈરાનનો નસીબવંત રાજા ફરીદુન કાંઈ ફરિશ્તો નહોતો, કે ન તો તે કસ્તૂરી અને અંબરથી દીપતો હતો. તેનાં દાન અને ઉદારતાએ તેને નામના અપાવી. તું પણ ઉદાર બન અને ખૂબ દાન કર, તું ય ફરીદુન જેવો નામાંકિત બનીશ.)

એ પછી બલ્બન બાદશાહ થયો. રાજ્યકર્તા નાસિરુદ્દીન મહમૂદને ઔલાદ ન હોવાથી દિલ્હીની ગાદી એને મળી. બાદશાહ થયા પછી પણ બલ્બનની સાથે ખ્વાજા સાહેબના સંબંધો પહેલાં જેવાં જ લાલસા રહિત હતા, જેમને માત્ર અહકમુલ હાકિમીનની જ લગની હોય તેવા અલ્લાહના મકબૂલ બંદાઓને મન દુનિયાની બાદશાહત શી વિસાતમાં હોઈ શકે ? આપ કદિ પણ રાજ્યકર્તાઓથી આશા ન કરતા, બલ્કે તેમની પાસે સિફારીશ કરતી વખતે

ય-ખુદાને આગળ રાખતા ! એક વાર એક શખ્સ ખ્વાજા સાહેબની સેવામાં આવ્યો. તેણે અરજ કરી કે; "હઝરત ! મારા માટે બલ્બન પાસે સિફારીશ ફરમાવો !" ખ્વાજા સાહેબે તેને એક ભલામણ ચીટ્ઠી લખી આપી. ચીટ્ઠીમાં લખ્યું;

"હું આ શખ્સની બાબત અલ્લાહ તઆલા અને તેની પછી તમારી સામે રજૂ કરું છું. જો આપ એને કાંઇ આપશો તો હકીકતમાં આપનાર તો ખુદાપાક જ હશે, અને આપ આભારી થશો, અને જો આપ એને કાંઇ નહિ આપો તો હકીકતમાં એને લાભથી વંચિત રાખનાર તો ખુદાપાક જ હશે, આપ લાચાર માત્ર હશો !"

## "હે દુરવેશો ! માલદારોથી દૂર રહેજો !"

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) જેમ પોતે રાજકર્તાઓથી કાંઇ ઇચ્છા ન રાખતા તેમ પોતાના મુરીદો, ખલીફાઓ અને સંબંધીઓને ખાસ સૂચના કરતા કે સત્તાવાળાઓ અને ધનવાનોથી દૂર રહેજો. તેમનાથી કોઇ પ્રકારનો લાભ ન ઉઠાવતા. એક તરફ ઘણા આલિમો, વિદ્વાનો અને કેટલાક દુરવેશો ય રાજ્યના કર્મચારીઓ અને અધિકારીઓથી સંબંધ રાખતા અને તેમનાથી અનેક જાતના લાભ મેળવતા ત્યારે આપ અને આપના સંબંધીઓ તેમનાથી હમેશ દૂર જ રહેતા. શૈખ બદરુદ્દીન ગઝનવી

(રહ.) નામના એક દુરવેશ, હઝરત ખ્વાજા બખ્તિયાર કાકી (રહ.)ના ખલીફા હતા. એમને માટે મલિક નિઝામુદ્દીન નામના એક અધિકારીએ દિલ્હીમાં સુંદર ખાનકાહ બંધાવી આપી હતી, અને એમના સુખ–સગવડ માટે પણ સારો બંદોબસ્ત કરી આપ્યો હતો. શૈખ બદરુદ્દીન (રહ.) તે ખાનકાહમાં સુખચેનથી રહેતા. સંજોગોવસાત્ થોડા દિવસ પછી મલિક નિઝામુદ્દીનની મોટી રકમની ખિયાનતના આરોપસર શાહી સત્તાવાળાઓએ ધરપકડ કરી. શૈખ બદરૂદ્દીન ગઝનવી ઉપર પણ સત્તાવાળાઓની ખફગી ઉતરી. પરિણામે લાચાર થઇ એમણે ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર /(રહ.)ની સેવામાં કાગળ લખી જણાવ્યું કે, "શાહી ઓહદેદારોમાં (નિઝામુદ્દીન નામે) મારો એક અકીદતમંદ હતો, તેણે મારા માટે એક ખાનકાહ બંધાવી આપી હતી. વળી તે ફકીરોની ઘણી સેવાચાકરી કરતો હતો, પણ હાલમાં ખિયાનતના આરોપસર પકડાયેલો છે. એનાથી મને ઘણી ગભરામણ થાય છે; હું હેરાન–પરેશાન છું. કૃપા કરી, આપ દુઆ ફરમાવો, કે તેનો છુટકારો થઇ જાય અને દુરવેશોનું કામ સરળ થાય !"

બાબા ફરીદ (રહ.)ને આ કાગળ મળ્યો તો આપે જવાબ લખાવ્યો; "સ્નેહિનો પત્ર મળ્યો. રાજી થયો. એમાં લખેલી બીના જાણી. જે કોઇ મનફાવતી રીતે ચાલશે તે જરૂર આવી હાલતમાં સપડાશે. પરિણામે હમેશ બેચેન

રહેશે. આપ તો પીરાને પાકના અકીદતમંદોમાંથી છો; ફરી આપે તેમની પ્રણાલિકા વિરુદ્ધ ખાનકાહ કેમ બંધાવી? અને તેમાં શાને બેઠાં? હઝરત ખ્વાજા કુત્બુદ્દીન (રહ.) અને પીરે બેનઝીર હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની તો એ પરંપરા અને આદત નહોતી કે પોતાના માટે ખાનકાહ બનાવીને દુકાનદારી કરે. તેમની નીતિરીતિ તો ગુમનામી અને અપ્રસિદ્ધિની હતી. (જાહેરાત થાય એવી નીતિરીતિથી તેઓ હમેશા અળગા—દૂર રહેતા હતા.)''

ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ આ રીતે શૈખ બદરુદ્દીન ગઝનવી (રહ.)ને ઠપકો આપ્યો અને રાજકાજના અધિકારીઓ સાથે વધુ મેળ રાખવા પ્રત્યે અણગમો બતાવ્યો.

હઝરત બાબા ફરીદ (રહ.) રાજયના નોકર કે અધિકારી સાથે કોઈ વખત કાંઈ વાતચીત કરતા તો તેને બોધ આપતા અને ઉપદેશ આપી સીધે રસ્તે લાવવાની કોશિશ કરતા. મતલબ કે આપને કોઈ પણ અધિકારી કે અમીર સાથે દુનિયાદારી માટે સંબંધ નહોતો. કોઈ સાથે સંબંધ રાખતા તો તે માત્ર અલ્લાહ ખાતર રાખતા! તેનાથી કદિ લાલસા કે કોઈ ઈચ્છા ન રાખતા. જન કલ્યાણ માટે આપ સદા ઉત્સુક રહેતા. કદિ કોઈથી કશાની ઈચ્છા ન રાખી.

## હિંદુસ્તાનને ખૂણેખૂણે ઇસ્લામના ઓજસ ફેલાયાં !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)થી જેમ સામાન્ય જનતાએ વિશાળ રૂહાની લાભ લીધો, તેમ રાજયના હાકેમો પણ આપના ફૈઝથી વંચિત ન રહ્યા. સુલતાન ગ્યાસુદ્દીન બલ્બનને આપની સાથે ભારે અકીદતમંદી હતી. તેણે અને રાજયના અન્ય સૂત્રધારોએ આપનો બોધ જીવનમાં ઉતાર્યો. બાબા ફરીદ (રહ.)ની નસીહતો અને હિદાયતભરી વઅઝોથી મુસલમાનો સાચા મુસલમાન બન્યા, અને બિનમુસલમાનોની મોટી સંખ્યા ઈસ્લામથી પાવન થઈ. હાંસી અને પછી અજોધનમાં રહી આપે ઈસ્લામની, બલ્કે માનવજાતની મહામૂલી સેવા બજાવી. અજોધનની આજુબાજુના પ્રદેશમાં આજે મુસલમાનોની જે ભારે વસ્તી છે; તે મોટે ભાગે બાબા સાહેબના હાથ મુબારક પર મુસલમાન થયેલાઓના વંશજોની છે ! બાબા ફરીદ (રહ.)ની લોકસેવાની અસર માત્ર પંજાબ સુધી જ મર્યાદિત નહોતી; પણ ઠેઠ ઉત્તર હિંદુસ્તાનના ખૂણેખૂણા સુધી લોકોએ આપની બરકત અને ફૈઝનો લાભ લીધો. સેંકડો માઈલ દૂરથી લોકો આપની ઝિયારત અર્થે આવતા. વળી આપની મજલિસોમાં ઈલ્મી અને રૂહાની બાબતોની ચર્ચા થતી. લોકો આપના પવિત્ર મુખેથી નીકળતી વાણીથી બોધ ગ્રહણ કરતા–

સીધો રાહ પામતા.

એકવાર સુલ્તાન નાસિરુદ્દીનનું લશ્કર અજોધન નજીકથી જઇ રહ્યું હતું ત્યારે તેના વિરાટ લશ્કરના સિપાઇઓએ હઝરત બાબા સાહેબ સાથે ઘણી અકીદતમંદી જાહેર કરી હતી. એ બનાવનું વર્ણન કરતાં ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) લખે છે; "... જ્યારે સુલ્તાન નાસિરુદ્દીન લશ્કર સાથે ઊચ અને મુલ્તાન તરફ રવાના થયો ત્યારે રસ્તામાં અજોધન આગળથી પસાર થતાં આખા લશ્કરે ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની ઝિયારત કરવાની ઉત્સુક્તા બતાવી. લશ્કરના સિપાઇઓ આપની મુલાકાત માટે આવવા મંડયા. ખ્વાજા સાહેબ તો ભારે મેદનીથી પરેશાન થયા, અને મુરીદોને ફરમાવ્યું; મારી ચોમેરે કુંડાળું (કોર્ડન) કરી લો, જેથી ધસારાને રોકી શકાય." પરિણામે મજબૂત કોર્ડન કરી લેવામાં આવી. છતાં એ વખતે લશ્કરમાંનો એક કામદાર આવ્યો, અને કોર્ડન તોડી હઝરત સુધી પહોંચી ગયો. તેણે કદમ મુબારકમાં પડી નમ્રતાપુર્વક અરજ કરી; "હે શૈખ ! શા માટે આટલા પરેશાન થાઓ છો ! ખુદાપાકની નેઅમતનો શુક્ર અદા કરો કે તમને આ લાયક કર્યા." તેને મોઢેથી આવી વાત સાંભળતાં જ આપે ચીખ મારી, રડવા મંડયા. અંતે સિપાઇઓની સગવડ ખાતર ખ્વાજા ફરીદ (રહ.) એક ઉંચી જગાએ ઉભા થઇ ગયા; જેથી તેમને આપનો પવિત્ર

ચેહરો જોવાની સહુલત રહે. લશ્કરના સિપાઈઓ લાઈનબંધ આવતા અને સલામ કરતા. ખ્વાજા સાહેબે પહેરેલા ઝુબ્બા મુબારકની બાંય કાઢી એક તરફ લટકાવવામાં આવી હતી; સિપાઈઓ તે ચૂમી ચાલ્યા જતા. સવારથી લઈ મગરિબની નમાઝ સુધી આ પ્રમાણે ચાલ્યા કર્યું. લોકોના ચૂમવાથી ઝુબ્બા મુબારકની બાંયના ટુકડે ટુકડા થઈ ગયા; પણ ભીડ ઓછી ન થઈ !"

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની લોકપ્રિયતા એટલી બધી હતી, કે અકીદતમંદોની ભીડ પરવાનાઓની જેમ આપની ચોમેર જામેલી રહેતી. અડધી રાત સુધી હુજરા મુબારકનો દરવાજો ઉઘાડો રહેતો, નાતજાત કે ગરીબ–અમીરના ભેદભાવ વિના સૌ પવિત્ર સેવામાં આવી રૂહાની લાભ મેળવતા. તેઓ પોતાનાં દુ:ખો, મુશ્કેલીઓ અને વિટંબણાઓ વર્ણવતા. આપ તેમની વાતો ધ્યાનપુર્વક સાંભળતા અને તેમનાં દુ:ખો, મુશ્કેલીઓ પ્રત્યે મમતા દાખવી તેમને સહાય કરતા. સાધુ–સંતો પણ મુલાકાત અર્થે આવતા. દરેક સાથે આપ માયાળુપણે વર્તતા અને ઘણી ભલાઈ તથા નમ્રતાપુર્વક વાતચીત કરતા. ઊંચનીચના આપની પાસે કોઈ ભેદભાવ નહોતા. આવનાર સાથે, ભલે પછી તે નવો હોય કે પહેલી જ વાર આવ્યો હોય છતાં એવી રીતે વાત કરતા જાણે વરસોથી તેને ઓળખતા હોય. વળી આવનારને કોઈક વસ્તુ જરૂર ભેટ આપતા. આપના

જીવનમાં જાહેર અને ખાનગી વાતોની એકરાગિતા હેરતજનક હતી ! એકાંતમાં કે સૌની વચ્ચે એક સરખી જ વાતો ફરમાવતા. એટલે કે ખાનગીમાં જુદી અને જાહેરમાં જુદી એવી વાતો આપને મુખેથી કદિ ન નીકળતી. શૈખ બદરુદીન ઈસ્હાક (રહ.) જે આપના ખલીફા અને ખાસ મુરીદ હોઈ એકાંતમાં અને જાહેરમાં હરહમેશ આપની સાથે રહેતા; તેઓ ફરમાવ્યા કરતા હતા કે; "હું આપનો ખાસ સેવક હતો. કાંઈ કામ હોય તો મને ફરમાવતા. એકાંતમાં કે સૌની વચ્ચે એક સરખી જ વાત કહેતા, અને એક સરખી જ વર્તણૂક કરતા. કદિ પણ અલગ રીતે મને એવી વાત નથી કહી જે જાહેરમાં ન કહી શકાતી હોય ! એટલે કે જાહેર અને ખાનગીમાં ખ્વાજા સાહેબનાં વાણી અને વર્તન એક સરખાં જ રહેતાં. બેધારી નીતિ ન રાખતા. આ વસ્તુ એ સમયમાં એક આશ્ચર્યજનક આદર્શ સમાન છે !"

## હઝરત બાબા ફરીદ (રહ.)ની કરામતો :

## "ઘરે જઇને જો, તારો ભાઇ તો સાજો છે !"

હઝરત મુહંમદશાહ નામે એક શખ્સ, બાબા ફરીદ (રહ.)ના મુરીદ હતા. તે ઘણા પરહેઝગાર અને ભલા માણસ હતા. એક વેળા ઘણી પરેશાન હાલતમાં બાબા સાહેબ (રહ.)ની સેવામાં આવ્યા. ચહેરા પર દુઃખની

રેખાઓ જણાતી હતી. જાણે મનમાં કાંઇ ભાર છે, કાંઇ વ્યથા કે દુઃખ છે, જેને તેઓ કહેવા ઇચ્છે છે; પણ કહી શક્તા નથી. ખ્વાજા સાહેબે તેમના તરફ જોઇ ફરમાવ્યું; "ભાઇ મુહંમદ શી વાત છે ? આટલા ચિંતાતુર કેમ છો ?" તેમણે અરજ કરી; "હઝરત ! મારો ભાઇ બહુ બીમાર છે. છેલ્લી ઘડીઓ છે. મને નથી લાગતું કે હવે ઘેર જાઉં ત્યારે તેને જીવતો જોઉં !" હઝરત બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; "જેવી ચિંતા તમને અત્યારે છે, એવી ચિંતા તો મને આખી ઉમર રહ્યા કરે છે, પણ હું આકુળ વ્યાકુળ કે પરેશાન થતો નથી. ન તો કોઇને મારી પરેશાની કહું છું. તમે ઘરે જાવ અને જુઓ, અલ્લાહ ચાહશે તો તમારો ભાઇ તંદુરસ્ત થઇ ગયો હશે. હઝરત મુહંમદશાહ તુરત ઘરે ગયા. ત્યાં જઇ જોયું તો તેમના ભાઇ તંદુરસ્ત અને સાજા હતા, અને જમવા બેઠા હતા. બીમારીની કોઇ નિશાની ય તેમના શરીર પર જણાતી નહોતી.

એક વાર એક જુવાન, દિલ્હીથી ખ્વાજા સાહેબની મુલાકાત માટે અજોધન તરફ ચાલી નીકળ્યો. તે જુવાન દેખાવડો અને સુંદર હતો. રસ્તામાં તેને એક ગાયિકા (ગાનારી સ્ત્રી) મળી. જુવાનની સુંદરતા જોઇ તે તેના પર મોહી પડી, અને તેને ફસાવવાના ઉપાય કરવા લાગી. જુવાને તેના તરફ કાંઇ ધ્યાન ન આપ્યું અને ચુપચાપ પોતાને રસ્તે આગળ વધ્યો, પણ પેલી ગાયિકા તો તેની

સાથે થઈ ગઈ, અને નાઝ–નખરા કરી જુવાનને ભેળવવા કોશિશ કરતી રહી. એક દિવસે સંજોગોવસાત્ બંનેને એક જ વાહનમાં બેસવાનું થયું. અંતે જુવાન તેની તરફ આકર્ષાઈ ગયો, અને પોતાનો હાથ ગાયિકા પર નાખવા તૈયાર થયો. બરાબર એ જ વખતે કોઈ અદશ્ય વ્યકિતએ તેને એટલા જોરથી તમાચો માર્યો કે તે તો અવાક જ બની ગયો ! એ પછી અવાજ આવ્યો; "શૈખની સેવામાં તોબા અને પશ્ચાતાપ માટે ને જીવન સુધારવા માટે જાય છે, અને આવાં દુષ્કર્મોથી દિલ ગંદું કરે છે ?" આ બનાવથી જુવાન તો ચેતી જ ગયો. એ પછી ગાયિકા તરફ નજર ઉઠાવીને ય ન જોયું."

જ્યારે અજોધન પહોંચીને હઝરત ખ્વાજા સાહેબ (રહ.)ની સેવામાં તે હાજર થયો, ત્યારે ખ્વાજા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; "હે જુવાન ! તું ગાયિકા તરફ આકર્ષાયો હતો પણ હકતઆલાએ પોતાના ફઝલો–કરમથી તને બચાવ્યો !" જુવાન તો આ સાંભળીને નવાઈ પામી ગયો ! ખુદાપાકે, બાબા સાહેબને કશ્ફથી ખબર આપી દીધી હતી. તેણે અત્યંત અકીદતમંદીથી આપના હાથ મુબારક પર બેઅત કરી.

## ખોવાયેલું બાઝ પક્ષી તુરત ઉડતું આવ્યું !

અજોધન કસ્બાથી ચારે'ક ગાઉ દૂર એક શહેરમાં, એક

તુર્ક હાકિમ રહેતો હતો. તેની પાસે પાળેલું મોટું બાઝ પક્ષી હતું. એ બાઝથી તે હાકિમ હરણનાં નાનાં બચ્ચાં અને કલિંગ (એક જાતના મરઘા જેવા) પક્ષીનો શિકાર કરતો. હાકિમને તે બાઝ પર ઘણું વહાલ હતું. શિકારખાતાના ઉપરીને તેની સાચવણીનું કામ સોંપી હાકિમે તેને એવી તાકીદ કરી હતી કે; "ખબરદાર ! મારી રજા વિના શિકાર માટે એ બાઝનો ઉપયોગ કદિ પણ કરીશ નહિ. જો એમ કરીશ અને બાઝ ભાગી જશે તો તારી ખેર નથી !" આથી શિકાર ખાતાનો ઉપરી તે બાઝની ઘણી સંભાળ રાખતો, જરા ય વીલું ન મૂકતો. સંજોગોવસાત્ એકવાર તેને કોઈ ગામે જવાનું થયું. બાઝ પક્ષી પણ સાથે જ હતું. રસ્તામાં એક ઝાડ પર સંખ્યાબંધ કલિંગ પક્ષી જોવામાં આવ્યા. સાથીઓએ કહ્યું કે; "બાઝ છોડ, એ હમણાં જ પેલાં કલિંગનો શિકાર કરી નાખશે !" શિકારખાતાનો ઉપરી બોલ્યો : "ના રે, ભાઈ ! હું બાઝ છોડું ને ભોગજોગે એ ક્યાંક ચાલ્યું જાય તો હાકિમ મને સજા કર્યા વિના ન મૂકે !" છતાં તેના સાથીઓએ ન માન્યું. તેઓ કહેવા લાગ્યા કે, "જો બાઝ ચાલ્યું જશે તો કાંઈ વાંધો નહિ. અમે દસ–બાર સવાર છીએ, અમારા ઘોડા ઘણા ચાલાક અને ફુર્તિલા છે; ઘડીકમાં બાઝને પકડી લાવીશું." દબાણને વશ થઈ શિકારખાતાના ઉપરીએ કલિંગના શિકાર માટે બાઝ ઉડાડયું. બાઝને આવતું જોઈ કલિંગ પક્ષી જીવ બચાવવા ઉડી નાઠાં અને કમભાગ્યે બાઝ પણ તેમનો પીછો કરવાને

બદલે બીજી દિશા ભણી ચાલ્યું ગયું; એટલે સુધી કે નજરે પણ નહોતું પડતું. સવાર પાછળ પડયા. ઘણી શોધખોળ કરી પણ બાઝનો પત્તો ન જ મળ્યો. બાઝ ગુમ થયું એટલે શિકારખાતાના ઉપરીને ખૂબ ચિંતા થવા લાગી. તુર્ક હાકિમના ભયથી તે રડવા લાગ્યો, અને બોલ્યો : ''હવે જો બાઝ નહિ મળે તો હાકિમ મને માર્યા વિના મૂકવાનો નથી !''

અંતે પરેશાન અને ગભરાયેલા શિકારખાતાનો તે ઉપરી અજોધન આવ્યો, અને બાબા ફરીદ (રહ.)ની સેવામાં પહોંચી બધી હકીકત વર્ણવી અરજ કરી : ''હે શૈખ ! જો બાઝ નહિ મળે તો તુર્ક મને જીવતો નહિ રહેવા દે, અને મારાં બાળબચ્ચાંને ય કેદ કરશે.'' ખ્વાજા સાહેબને તેના પર ઘણી દયા આવી. તેને ઉચાટ બનેલો જોઇ આપે ઘણું આશ્વાસન આપ્યું અને તેની સામે જમવાનું મૂકી ફરમાવ્યું; ''ભાઇ ! ધીરજ રાખીને જમી લે. ખુદાપાક ઘણો કૃપાવંત છે. શક્ય છે કે તારું બાઝ મળી આવે !'' ખ્વાજા સાહેબ હજી આટલા જ બોલ બોલ્યા હતા એટલામાં બાઝ ઉડતું આવ્યું અને નજીકના ઝાડ પર બેઠું. શિકારખાતાનો ઉપરી તો બાઝ જોઇ રાજી રાજી થઇ ગયો. બાઝ પકડી લેવામાં આવ્યું. તે પાછું મળવાથી શિકારખાતાના ઉપરીનો હર્ષ માતો નહોતો. તેણે ખ્વાજા સાહેબને પોતાનો ઘોડો ભેટ ધર્યો. ખ્વાજા સાહેબ મુસ્કુરાયાં અને ફરમાવ્યું; ''ભાઇ !

એ ઘોડો તો તારે ઘણા ખપનો છે, મારે ન જોઈએ. તું જા, અને બાઝ એના માલિકને સોંપી દે. જે કાંઈ આપી શકે તે ખુદા઼ના રસ્તામાં ગરીબો–મોહતાજોને આપજે !'' શિકારખાતાનો ઉપરી તુરત તુર્ક હાકિમ કને ગયો અને બાઝ તેને સોંપી દીધું. એ પછી પોતાની કને જે કાંઈ હતું તે ગરીબોને વહેંચી દીધું.

## બુઝુર્ગની મશ્કરી ભારે પડી ગઇ !

એકવાર હઝરત બાબા ફરીદ (રહ.) કોઈ જગાએ જઈ રહ્યા હતા. રસ્તામાં ઊંટોનો એક કાફલો મળ્યો. ઊંટો પર માલ લાદેલો હતો. બાબા ફરીદ (રહ.)એ કાફલાવાળાઓને પૂછયું; ''શું લઈ જાઓ છો ?'' ઊંટો પર ખાંડ લાદી હતી, છતાં તેમણે ગમ્મત ખાતર જૂઠું કહી દીધું; ''હઝરત, ઊંટો પર તો મીઠું લાદેલું છે !'' આ સાંભળી બાબા સાહેબે ફરમાવ્યું : ''વારું, એમાં મીઠું જ હશે !'' એ પછી કાફલાવાળાઓ તો પોતાને રસ્તે પડયા. જયારે શહેરમાં પહોંચ્યા અને ગુણોમાંથી માલ ઠાલવ્યો ત્યારે જોયું તો ખાંડને બદલે બધી ગુણોમાં મીઠું જ હતું ! આ જોઈ તેઓ તો અવાક જ બની ગયા ! તેમનું જૂઠ તેમને ભારે પડી ગયું. કેમ કે મીઠાનાં નાણાં ઘણાં ઓછા ઉપજે. આખરે ચિંતાતુર વદને તેઓ ખ્વાજા સાહેબની શોધમાં નીકળ્યા. તેમણે ધારી લીધું કે જે બુઝુર્ગ આપણને રસ્તામાં મળ્યા હતા તેમને મશ્કરીમાં જૂઠું કહ્યું હતું તેનું જ આ પરિણામ છે. એટલે

હવે તો તેમની પાસે જઈ માફી માંગવી જોઈએ. અંતે તેઓ શોધખોળ કરતા ખ્વાજા સાહેબ પાસે પહોંચી ગયા અને પોતાની ભૂલ માફ કરવા બહુ બહુ વિનંતી કરી. આપે તેમની બેચેની જોઈ ફરમાવ્યું; ''વારું જાવ, ખાંડ હતી તો (અત્યારે પણ) ખાંડ જ હશે !'' તેઓ પોતાની ભૂલ બદલ પસ્તાતા પાછા વળ્યા અને ગુણોમાં જોયું તો ખરેખર ખાંડ જ હતી !

## હઝરત બાબા ફરીદ (રહ.)ના અણમોલ ઉપદેશો !

હઝરત બાબા ફરીદુદ્દીન મસઉદ ગંજશકર (રહ.)ના પવિત્ર ઉપદેશો ઘણા બોધદાયક અને માર્ગદર્શક છે. એ ઉપદેશોના બે સંગ્રહ છે; (૧) રાહતુલ કુલૂબ અને (૨) સિયરુલ અવલિયા. રાહતુલ કુલૂબના સંપાદક, આપના માનનીય ખલીફા હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) છે. સિયરુલ આરિફીનનું સંપાદન પણ આપના બીજા માનનીય ખલીફા હઝરત ખ્વાજા બદરુદ્દીન ઈસ્હાક (રહ.)એ કરેલું છે. રાહતુલ કુલૂબમાં રાહે સુલૂક (અલ્લાહ સાથે સંબંધ)ની તેવી જ મૂળભુત વાતો લખવામાં આવી છે, જેવી આગલા અવલિયાએ કિરામ કુદસ અસરારહુમના મલફુઝાત દલીલુલ આરિફીન, અનીસુલ અરવાહ અને ફવાઈદુસ્સાલિકીન વગેરેમાં જોવામાં આવે

છે. આગલા મલ્ફૂઝાતના પ્રમાણમાં ઉપદેશો વધુ અને વિસ્તૃત રીતે છે.

હઝરત બાબા ફરીદ (રહ.) ફરમાવે છે; ''દુરવેશ, પરદાપોશ અને ખુદફરામોશ છે. એટલે કે તે અલ્લાહની મખ્લૂકની એબો, ખોડખાંપણો છુપાવે છે. લોકોની એબો બધે કહેતો ફરતો નથી. વળી અલ્લાહની યાદમાં પોતાને ભૂલી જાય છે. જે દુનિયવી માલ તેની પાસે હોય તે અલ્લાહના રસ્તામાં વાપરી નાંખે છે; સંગ્રહ કરતો નથી. દુરવેશ : સંતપુરુષે ચાર વસ્તુઓ ગ્રહણ કરવી રહી : (૧) તે પોતાની આંખો બંધ કરી લે; જેથી લોકોની એબો જોઇ ન શકે. (૨) પોતાના કાન બહેરા બનાવી લે; જેથી સાંભળવા લાયક ન હોય એવી બુરી વાતો સાંભળી ન શકે. (૩) પોતાની જીભ મૂંગી કરી લે; જેથી બોલવા લાયક ન હોય એવી વાતો ઉચ્ચારી ન શકે. (૪) પોતાના પગોને જકડી રાખે; જેથી તેનો નફસ કોઇ નાજાઇઝ કામ તરફ તેને દોરી જાય તો જઇ ન શકે. જો આ બાબતો તેણે ગ્રહણ કરી (એટલે કે આ ઇન્દ્રિયો—અવયવો પર તેણે કાબૂ પ્રાપ્ત કરી લીધો તો તે દુરવેશ (સંત) છે, નહિ તો જૂઠો છે !'')

''જે દુરવેશ, આ ફાની દુનિયાની ઇઝઝત અને ઓહદા મેળવવાની ઇચ્છા રાખનારો કે દુનિયાવાળાઓની મહેરબાની અને કૃપાદષ્ટિ ઇચ્છનારો હોય તે દુરવેશ નથી,

પણ દુરવેશોને બદનામ કરનાર અને તરીકતનો મુરતદ (રસ્તાથી ફરેલો) છે. જે દુરવેશના હૃદયમાં એક કણ બરાબર પણ દુનિયાની મુહબ્બત હશે તે તરીકતનો મરફૂદ છે. દુરવેશો સહનશીલ હોય છે. તેઓ એવી સહનશીલતા રાખે છે, કે કોઇ શખ્સ દુરવેશના ગળા પર ઉઘાડી તલ્વાર મૂકે તો ય પોતે રાજી રહે છે અને તેને માટે બદદુઆ કરતો નથી ! દુરવેશની પરહેઝગારી ત્રણ વસ્તુઓમાં છે; (૧) દુનિયાને ઓળખી લઇ તેનાથી હાથ ઉઠાવી લે. એટલે કે તેને ત્યજી દે. (૨) ખુદાની ઈબાદત કરે અને અદબોની સંભાળ રાખે અને (૩) આખિરતની ઈચ્છા રાખે."

બાબા ફરીદ (રહ.)એ અલ્લાહ સાથે સંબંધ જોડવા માટે પહેલા દિલને તે માટે લાયક બનાવવા પર ખાસ ભાર મૂક્યો છે. આપે ફરમાવ્યું છે; "અલ્લાહ સાથેના સંબંધનું મૂળ દિલની સ્વચ્છતા છે. જે હરામના લુકમા (કોળિયા) ખાવાથી બચે અને દુનિયાવાળાઓથી દૂર રહે તેનું દિલ અલ્લાહ સાથે સંબંધ બાંધવાને લાયક બને છે. હિકમત–ભેદો તેના જ હૃદયમાં સ્થાન પામી શકે છે, જેના હૃદયમાં દુનિયાનાં લોભલાલચ ન હોય, હસદ અને અદેખાઈ ન હોય, ઈઝઝત–આબરૂ કે ઓહદાની ઈચ્છા ન હોય !"

હઝરત બાબા સાહેબ (રહ.) ફરમાવે છે; "અય દુરવેશ ! જેણે સદ્ભાગ્ય મેળવ્યું તે સેવા કરવાને પરિણામે મેળવ્યું. અવલિયા અલ્લાહ અને પીરોની સેવા કરવાથી

દીન અને દુનિયાની નેઅમત મળે છે. હઝરત જલાલુદ્દીન તબરેઝી (રહ.)એ પોતાના પીર શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.)ની એવી એવી ખિદમતો કરી છે, કે કોઇ ખાદિમ કે સેવક તેવી ખિદમતો બજાવી શકતો નથી. એક વેળા મેં તેમને જોયા, કે તેઓ માથે સળગતો ચૂલો–સગડી ઊંચકીને પોતાના પીરની પાછળ ફરી રહ્યા છે અને તે ચૂલા પર વાસણમાં શોરવો ઉકળી રહ્યો છે. હઝરત શૈખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.) દર વરસે પગપાળા હજ કરવા જતા. ઘડપણ અને અશક્તિને કારણે તેમનાથી ઠંડુ અને સખત હોય એવું ખાણું જમી શકાતું નહોતું, એટલે સહેલાઇથી જમી શકાય એવો ખોરાક ગરમ રાખવાની જરૂર હતી. શૈખ જલાલુદ્દીન તબરેઝી (રહ.) મુસાફરીમાં હંમેશા આપની સાથે માથે ચૂલો રાખીને ફરતા. ચૂલા પર હર વખતે શોરવો–સૂપ ઉકળ્યા કરતો. એવી બેઠક બનાવી હતી, કે તે બેઠક પર ચૂલો મૂકી દેતા, જેથી આગની ગરમી માથાને ન લાગતી. મતલબ કે શૈખની સેવા માટે દર પળે નરમ અને ગરમ ખાણું તૈયાર રાખતા !

મેં તેમને પૂછયું કે, “ક્યાં જઇ રહ્યા છો ?” તેમણે જવાબ વાળ્યો; “હજ કરવા !” આવી સેવા જોઇ મને ઘણી નવાઇ લાગી. લોકોને મેં પૂછયું, કે કેટલા વરસથી તેઓ આવી સેવા બજાવે છે ? લોકોએ કહ્યું, કે પચીસ વરસથી અમે એ દુરવેશને આવી સેવા બજાવતાં જોઇએ છીએ.”

## માતાની સેવાનો એક આદર્શ બનાવ !

ખ્વાજા બાયઝીદ બુસ્તામી (રહ.)ને પૂછવામાં આવ્યું, કે તમે આ દોલત ક્યાંથી મેળવી ? તેમણે ફરમાવ્યું; "બે વાતોને લઇ મને આ દોલત મળી છે; મારાં માતાજીની સેવા કરવાથી અને મારા પીરની સેવા કરવાથી. એક રાત્રે મારાં માતાજી ઊંઘમાંથી જાગી પડયાં, અને પાણી માંગ્યું. મેં ઉઠીને પાણીનો કૂઝો ભર્યો અને તે લઇ માતાજી પાસે આવ્યો, પણ જોઉં છું તો તેમની આંખ મીંચાઇ ગઇ છે; એટલે કે તેઓ ફરી ઊંઘી ગયાં છે. તેમને પાણી પાવા માટે ઉઠાડવાનું મને ઠીક ન લાગ્યું, એટલે હાથમાં કૂઝો લઇ તેમની પાસે ઉભો રહ્યો. શિયાળાના દિવસો હતા, ટાઢ ખૂબ હતી; છતાં હું મારાં અમ્મા સાહેબા પાસેથી ન ખસ્યો. મારે મન એમ કે માજી તરસ્યાં છે, હમણા જાગી પડશે એટલે પાણી પાઇને જ ખસું. ઘણી વાર થઇ ગઇ, પણ માજી ન ઉઠયાં અને હું ય ખાટલા પાસેથી ન ખસ્યો. જયારે પોણા ભાગની રાત વીતી ચૂકી ત્યારે અમ્મા સાહેબાની આંખ ખુલી. તેમણે મને પાણી લઇને પાસે ઉભેલો જોયો. તુરત બેઠાં થયાં અને મારા હાથમાંથી કૂઝો લઇ પાણી પીધું. પાણી પી, આકાશ તરફ મોં કરી તેમણે મારા હકમાં ભલી દુઆ ગુઝારી. વળી મેં મારા માનનીય શૈખની પણ વીસ વરસ સુધી લાગલગાટ સેવા કરી હતી. એ અરસામાં મારે માટે રાત દિવસ બંને સરખા હતા, એટલે કે દર પળે હું

તેમની પવિત્ર સેવામાં હાજર જ રહેતો ! એક રાત્રે હું તેમની સેવામાં જાગતો રહ્યો ને સહેજ સમય મળતાં કલામે પાકની તિલાવત કરવા લાગ્યો. બીજો કોઇ મુરીદ સેવામાં હાજર નહોતો. શૈખ સાહેબે મને બૂમ મારી ફરમાવ્યું; "અય અઝીઝ ! કુર્આન શરીફ લાવ !" હું કલામે પાક લઇ ગયો ત્યારે મારા હકમાં ભલી દુઆ કરી.

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ ફરમાવ્યું; "હે દુરવેશ ! જ્યાં સુધી તું સેવા કરીશ નહિ, ત્યાં સુધી કદિ ઊંચે સ્થાને પહોંચીશ નહિ. હઝરત ખ્વાજા મુઇનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.) પોતાના પીરનો સરસામાન અને બિસ્તરો ઊંચકી વીસ વીસ વરસ સુધી તેમની સાથે ફર્યા ત્યારે આ નેઅમત મળી, જેનાથી આજે સૌ મખ્લૂક લાભ લઇ રહેલ છે."

હુઝૂર પયગંબર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; "કે જે શખ્સ લોકોને પાણી પાય તેણે સૌથી છેલ્લે પીવું જોઇએ. એ રીતે ખાણું ખવડાવનાર માટે જરૂરી છે, કે તે પહેલો ન ખાય. મેઝબાન માટે જરૂરી છે, કે પહેલાં પોતાના હાથ ધોઇને સાફ કરે, જેથી બીજાના હાથ ધોવડાવવાને લાયક બને. એક વાર હું બગદાદ જઇ રહ્યો હતો ત્યારે રસ્તામાં દજલા નદીને કિનારે એક ગુફામાં એક બુઝુર્ગને જોયા. તે ઘણા ઇઝઝતવંત અને નેઅમતવાળા

શખ્સ હતા, પણ શરીરે ઘણા દુબળા અને કમજોર હતા. હું તેમના રહેઠાણ નજીક પહોંચ્યો ત્યારે મેં જોયું કે તેઓ નમાઝમાં મશ્ગૂલ છે. નમાઝથી પરવાર્યા તો હું સલામ કરી તેમની પાસે ગયો. તેમણે સલામનો જવાબ વાળતાં કહ્યું; "વઅલયકુમુસ્સલામ, અય ફરીદ !" હું નવાઇ પામ્યો કે એમને મારું નામ કોણે કહ્યું હશે ! તે બોલ્યા; "જે તમને અહીં સુધી લાવ્યો છે, તેણે (એટલે કે ખુદાપાકે) મને તમારું નામ બતાવ્યું છે." પછી ફરમાવ્યું, "બેસી જાઓ !" હું બેસી ગયો. અમે ઘણી વાતો કરી. એ બુઝુર્ગની સેવામાં હું થોડા દિવસ રહ્યો. સાંજે રોઝો ખોલતી વેળા બે માણસો ખાણું લાવતા અને સામે મૂકી ચાલ્યા જતા. એક વેળા કેટલાક સુફીઓ પણ આવ્યા. અમે સૌ ભેગા મળી જમ્યા. તે બુઝુર્ગે પોતે બધાના હાથ ધોવાડયા. મેં અરજ કરી, કે આટલા ખાદિમો હોવા છતાં આપ પોતે હાથ ધોવડાવો છો ? તેમણે ફરમાવ્યું, કે મેઝબાને પોતે મહેમાનના હાથ ધોવડાવવા જોઈએ."

મેહમાનોની આગતા સ્વાગતા કરવા વિષે બાબા સાહેબે ફરમાવ્યું; "ઈમામ આ'ઝમ હઝરત અબૂ હનીફા (રહ.)ની એ આદત હતી, કે આપને ત્યાં કોઈ માણસ મહેમાન આવતો તેના હાથ જમતી વેળા પોતે જાતે જ ધોવડાવતા અને ફરમાવતા કે એ તો હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને બીજા પયગંબરોના

સંસ્કાર છે. ઈમામ માલિક (રહ.) પણ પોતે મહેમાનોના હાથ ધોવડાવતા, અને તેમને પાણી પણ આપતા. આપણે પણ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું અનુકરણ કરવું જોઈએ; જેથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સામે શરમિંદા ન થવું પડે.''

## અલ્લાહના ઇશ્કની રાહનો કોઇ છેડો નથી !

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ ફરમાવ્યું; ''અલ્લાહ સાથેના ઈશ્કનું મૂળ (એક પ્રકારની) આગ છે, જેના ભડકાથી તમામ સૃષ્ટિ બળીને ખાક થઇ શકે છે. ઈશ્કમાં આશિક પોતાના મઅશુક (ખુદાપાક)ની ઈચ્છામાં મુજાહિદા–તપસ્યા કરે છે, જેનાથી એને ખુદાઇ ભેદો–રહસ્યો જોવા મળે છે. એ રહસ્યો–ભેદો પછી એને મુશાહિદા–એટલે કે ખુદાઇ જમાલ અને જલાલનાં દર્શન થાય છે. એ દર્શનથી આશિકનો ઈશ્ક વધુ ઉગ્ર અને તેજ થઇ જાય છે. એ પછી ધીમે ધીમે એની આંખો સામેથી પડદા હટતા જાય છે અને એનું સ્થાન વધુ ને વધુ ઊંચું થતું જાય છે.''

''અલ્લાહની મુહબ્બતના રસ્તાનાં સાતસો જેટલાં સ્થાન–દરજા છે. પહેલો દરજો એ છે, કે (ખુદાપાક તરફથી) જે બલા આવે તેને ધીરજપુર્વક અને શાંતિથી સહન કરવાની શક્તિ પોતાનામાં કેળવે, તેની મુહબ્બતના

રસ્તાનો કોઈ છેડો નથી. ખુદાની તલબ રાખનાર, પોતાના તમામ અવયવો સહિત ખુદાની મુહબ્બતમાં ગરકાવ રહે છે. તે પોતાની આંખોથી ખુદા (ની તજલ્લી)નાં દર્શન કરે છે, પોતાના કાનોથી માત્ર ખુદાની વાતો સાંભળે છે. પોતાના હાથ–પગને માત્ર અલ્લાહ ખાતર ગતિમાન કરે છે અને પોતાની જીભથી ખુદાપાકને યાદ કરે છે. ખુદાપાકની મુહબ્બતમાં સાચો તે જ છે, જે હરપળે તેની યાદમાં મશ્ગૂલ રહે. અલ્લાહનો ઝિક્ર અને તેની ઈબાદત કરવાથી તેનો ઈશ્ક વધુ ને વધુ ગાઢ થાય છે, અલ્લાહની ઈબાદતમાં ઝાહિર અને બાતિન એક સરખાં હોવાં જરૂરી છે. ઈબાદત કરવાથી ખુદાઈ ભેદો માલૂમ પડે છે; પણ એ ભેદો લોકોને કહેવા એ ઈશ્કના નિયમ વિરુદ્ધ છે.''

હઝરત બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; ''રાહે સુલૂક (ખુદાપાક સાથેના સંબંધ)માં સાચો તે છે જે પોતાની રોઝી માટે વ્યથિત અને પરેશાન ન થતો હોય. જો એને માટે તે પરેશાન અને ચિંતામગ્ન રહેતો હોય તો તે બદદીન અને ખોટી નિષ્ઠાવાળો છે.''

બાબા ફરીદ (રહ.)એ તોબા વિષે ફરમાવ્યું; ''દિલની તોબા એ છે, કે અદેખાઈ, રિયાકારી, પાખંડ, સુખવિલાસ અને નફસાની લઝઝતો સાચા દિલથી ત્યજે. એનાથી દિલનો મેલ દૂર થાય છે; પરિણામે મૌલા અને બંદા

વચ્ચેના પડદા હટી જાય છ. જીભની તોબા એ છે, કે બેહૂદા, બિનઉપયોગી અને અણછાજતા શબ્દો જીભ પર ન લાવે. જીભ ફક્ત ખુદાના ઝિક્ર અને કલામે પાકની તિલાવત માટે વકફ હોવી જોઈએ. સાચા ઈશ્કમાં તે જ સાલિક પગભર રહી શકે છે, જેણે સચ્ચાઈપુર્વક દિલ અને જીભની તોબા કરી હોય. આંખની તોબા એ છે, કે હરામ વસ્તુને ન જૂએ. કોઈની એબ પર નજર ન નાખે. કાનની તોબા એ છે, કે ઝિક્રે હક વિના બીજી વાતો સાંભળવાનું છોડી દે. હાથની તોબા એ છે, કે નાજાઈઝ અને નકામી વસ્તુના સ્પર્શ માત્રથી એટલે કે અડકવાથી પણ દૂર રહે. પગની તોબા એ છે, કે હરામ અને ખોટાં કામ તરફ જાય નહિ. નફસની તોબા એ છે કે, લાલસા, આનંદપ્રમોદ અને મોજમજાની લઝઝતોથી અળગો રહે.''

## સકળ સૃષ્ટિમાં સૌથી મોટી નેઅમત નમાઝ છે !

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ના મલફૂઝાત–ઉપદેશ સંગ્રહોમાં નમાઝ, રોઝા, ઝકાત અને હજ, અન્ય શરઈ કામો પર ખાસ ભાર મૂકાયો છે. આપે કદિ શરીઅતનો રસ્તો છોડયો નથી. એક વેળા ફરમાવ્યું; ''જ્યાં સુધી શરીઅતની વિદ્યાઓમાં પણ પૂરતી પારંગતતા ન હોય ત્યાં સુધી ખુદાની મુહબ્બત, મઅરિફત

અને તેની નઝદીકી પ્રાપ્ત થતી નથી !'' જ્યારે સુક્ર-અલ્લાહના ઈશ્કનો ઉન્માદ આપ પર છવાઈ જતો ત્યારે પણ નમાઝ વખતે જાગૃતિમાં આવી જતા. નમાઝ વિષે ફરમાવ્યું; ''દીન અને દુનિયાની જે નેઅમત અલ્લાહ તઆલાએ અઢાર હજાર આલમમાં (સમગ્ર સૃષ્ટિમાં) પેદા કરી છે, તે હકીકતમાં નમાઝ જ છે !'' આપ હમેશા જમાઅત સાથે નમાઝ પઢતા અને પોતાના મુરીદોને પણ ભારપુર્વક ફરમાવતા કે; ''માત્ર બે જ માણસ હોય તો પણ જમાઅત કરી લેવી જોઈએ.'' રોઝાની બરકતોને લઈ આપે હરહમેશ રોઝા રાખ્યા. મુરીદો અને શ્રદ્ધાળુઓને ઉદ્દેશી એક વેળા ફરમાવ્યું; ''રમઝાન મુબારકના રોઝા રાખવાથી હજાર વરસની ઈબાદત કરવા જેટલો સવાબ મળે છે અને રોઝહદારના અઅમાલનામામાંથી બેશુમાર બદીઓ કાઢી નાખવામાં આવે છે.'' ઝકાત વિષે ફરમાવ્યું; ''શરીઅતની રૂએ ઝકાતનો હિસાબ તો એ છે, કે કોઈની પાસે બસો રૂપિયા હોય ત્યારે પાંચ રૂપિયા ઝકાત કાઢે, પણ તરીકતની ઝકાત એ છે, કે બસો રૂપિયામાંથી પાંચ જ રૂપિયા પોતાની પાસે રાખે અને એક સો પંચાણું રૂપિયા અલ્લાહના રસ્તામાં વહેંચી દે અને હકીકતની ઝકાત એ છે, કે બસો રૂપિયામાંથી એક ફૂટી કોડી પણ પોતાની પાસે ન રહેવા દે, બધા જ રૂપિયા અલ્લાહના રસ્તામાં

આપી દે !"

એક વાર પોતાના મુરીદોને એક બુઝુર્ગના કથનનો હવાલો આપતાં ફરમાવ્યું; "જ્યારે માણસ ત્રણ વસ્તુઓ પર અમલ કરવાનું છોડી દે છે ત્યારે ખુદાપાક પણ તેની પાસેથી ત્રણ બાબતો ખૂંચવી લે છે; (૧) જે શખ્સ ઝકાત નથી આપતો તેના માલમાંથી ખુદાપાક બરકત ઉઠાવી લે છે, (૨) જે શખ્સ કુરબાની નથી કરતો તેનાથી અલ્લાહપાક સુખશાંતિ છીનવી લે છે. (૩) જે કોઈ નમાઝ નથી પઢતો તેના મૃત્યુ સમયે અલ્લાહપાક ઈમાનને તેનાથી અલગ કરી દે છે."

કુર્આને અઝીઝના તિલાવત કરવા પર આપ (રહ.)એ ખાસ ભાર મૂક્યો છે. આપે ફરમાવ્યું છે; "કુર્આનની તિલાવત કરતાં વધુ શ્રેષ્ઠ અને સારી કોઈ ઈબાદત નથી. કલામે પાકની તિલાવત કરવાથી બંદો જાણે અલ્લાહ સાથે વાત કરે છે ! એનાથી વધીને મોટું સદ્‌ભાગ્ય બીજું કોઈ હોઈ શકતું નથી."

હઝરત બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ અનેક વાર હજ કરી. જ્યારે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઉલ્લેખ મજલિસમાં કે અન્ય રીતે થતો ત્યારે આપ બોર બોર આંસુએ રડી પડતા. અલ્લાહના નબી

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી અપાર મુહબ્બત હતી. એક વેળા હુઝૂર નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વફાતનું વર્ણન કર્યું. વર્ણન કરી ચૂક્યા તો આહ ખેંચી, ના'રો માર્યો અને રડતાં રડતાં બેહોશ થઈ ગયા. હોશમાં આવ્યા ત્યારે ફરમાવ્યું; "જેમને લઈને આ આખી સૃષ્ટિનું સર્જન થયું તે માનવંતને પણ આ દુનિયામાંથી ઉઠાવી લેવામાં આવ્યા તો પછી બીજા નાચીઝ બંદાઓ કઈ લાયકાતને આધારે હરહમેશ જીવવાની ઇચ્છા દર્શાવે છે ? ! આપણે પોતાને આ દુનિયામાંથી કૂચ કરનારા જ ગણવા અને ગફલતનો પડદો હટાવી આખિરતના રસ્તાના ભાથા (નેકી તથા પરહેઝગારી)ની ચિંતામાં રહેવું."

બાબા ફરીદ (રહ.)ના પવિત્ર બોધવચનો સામાન્ય જીવન માટે પણ ઘણાં માર્ગદર્શક અને ઉપયોગી છે. આપે ફરમાવ્યું છે; "પોતાની જાગૃતિકારક અને લાભદાયક પ્રવૃત્તિઓ લોકોની બહેકાવનારી વાતોમાં આવી જઇને કદિ છોડશો નહિ."

"નિષ્ફળતાનો દિવસ વીરોને મન 'શબે મેઅરાજ' (પ્રગતિ સૂચવનારી પળો) છે." (એટલે કે વીરો નિષ્ફળતાથી નિરાશ થતા નથી, પણ એ નિષ્ફળતાનો દિવસ તેમને આગળ વધવા પ્રેરણા આપે છે. બાબા સાહેબે આ

ઉપદેશમાં જનતાને હિંમત અને જિગરદારી રાખવાનો બોધ આપ્યો છે.)

## બનાવ-શણગાર પાછળ લાગેલો ન રહે !

આપે ફરમાવ્યું; "તું જેવો છે તેવો જ લોકો સામે આવ; નહિ તો તારી પોકળતા આપ મેળે જ ખુલી જશે. (એટલે કે બહારની ટાપટીપ કે ડોળદંભ કરીશ નહિ. નહિ તો એ બનાવટ છાની રહેવાની નથી.)

–ગુનાહ કરીને તેના પર વળી પાછી મોટાઇ ન કર.

–બનાવ–શણગાર પાછળ લાગેલો ન રહે.

–આંતરિક હાલતને જાહેરી હાલત કરતાં સારી રાખવી જોઈએ.

–દોલતમંદ અને માલદાર લોકો પાસે બેસીને તમે દીનને ન ભૂલતા !

અપમાન સહન કરીને ય જો કોઇ હુન્નર–ઉદ્યોગ શીખવો પડે તો જરૂર શીખી લે !

–બે માણસો વચ્ચેની ચર્ચા–મશ્વિરો એકલા માણસના બે વરસના ચિંતન–મનન કરતાં સારાં છે. (એટલે કે

એકલા બેસીને ચિંતા કે વિચાર કર્યા કરવા કરતાં બીજા સાથે મશ્વિરો કરવો ઉત્તમ છે.)

બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; "સુલૂકવાળાઓ ફરમાવે છે, કે જે મુરીદ કે શૈખ એહલે સુન્નત વલ જમાઅતનાં નીતિનિયમો પર નહિ ચાલે અને તેની ચાલ-ઢાલ, વાણી તથા વર્તન; કુર્આને પાક તથા સુન્નતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અનુસાર નહિ હોય તો તે આ રસ્તાનો રાહઝન-લૂટારો છે."

"દુઆ કબૂલ થવાની એક શરત એ પણ છે, કે પોતાની પત્નીને એવું ઘરેણું ન પહેરાવે જેમાંથી વાદન જેવો અવાજ આવતો હોય; જેમ કે ઝાંઝર અથવા પગોનાં લંગર વગેરે ઘરેણામાં અવાજ આવે એવી ઘૂઘરીઓ નાખવામાં આવે છે તે પહેરવાની મનાઇ કરે."

"હે દુરવેશ ! ખુદાપાકે, ઈન્સાનને શ્રવણ શક્તિ એટલે સાંભળવાની શક્તિ આપી છે, તે એટલા માટે કે ખુદાપાકનો ઝિક્ર થતો સાંભળે અને જ્યાં કુર્આને પાક પઢવામાં આવતું હોય ત્યાં ધ્યાન આપે, જેથી ખુદાપાકનું કલામ શું છે તે જાણી શકે. ખુદાપાકે કાન એટલા માટે નથી આપ્યા કે દરેકનું ભૂંડું, મજાકમશ્કરી કે રાગ-વાજાં અને રડાકૂટના અવાજ સાંભળે ! હદીસ શરીફમાં છે કે જે

આવા પ્રકારના અવાજો સાંભળશે તેના કાનોમાં કયામતના દિવસે સીસું ઓગાળીને રેડવામાં આવશે.''

બીજાની એબો અને ખોડખાંપણો છુપાવવા વિષે શીખ આપતાં હઝરત બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; ''હઝરત શેખ શિહાબુદ્દીન ઉમર સુહ્‌વરદી (રહ.)એ ચાલીસ વર્ષ સુધી આંખો નીચી રાખી. જ્યારે આપને એનું કારણ પૂછવામાં આવ્યું ત્યારે ફરમાવ્યું, કે મેં એટલા ખાતર આંખો બંધ કરી છે, કે લોકોની એબો જોઈ ન શકું. સંજોગવસાત્ જોવાય જાય તો તેને છુપાવું, કોઈને કહું નહિ.''

દુનિયાની મુહબ્બતથી બચવા વિષે ફરમાવ્યું; ''હુઝૂર રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પવિત્ર ઈરશાદ છે, કે દુનિયાની મુહબ્બત તમામ ગુનાહોની જડ છે. વળી મઅરિફતવાળાઓનું કથન છે, કે જેણે દુનિયા ત્યજી તે બાદશાહ થઈ ગયો અને જેણે એને પકડી રાખી તે હલાક થઈ ગયો !''

રમઝાન માસના સન્માન વિષે ફરમાવ્યું, ''જે શખ્સ રમઝાન માસના આગમનથી રાજી થાય છે, તેને હકતઆલા કદિ નાખુશ અને ચિંતાતુર નથી કરતો અને તેની રોઝીમાં બરકત અને ભલાઈ અર્પણ કરે છે. જે

રમઝાન માસના જવાથી નારાજ થાય છે, તેને અલ્લાહ તઆલા બંને જગની ખુશીઓ અર્પણ કરે છે.'' ઈલ્મ શીખવા વિષે ફરમાવ્યું; ''જો લોકોને ઈલ્મના દરજા અને શ્રેષ્ઠતાની ખબર પડી જાય તો તેઓ બધાં કામ પડતાં મૂકીને ઈલ્મ મેળવવામાં જ પરોવાય જાય; કેમ કે ઈલ્મ, જેમાંથી રહમત વરસતી હોય એવા વાદળ સમાન છે !''

દુનિયાની મોહમાયામાં ફસાએલા આલિમો વિષે બાબા ફરીદ (રહ.) ફરમાવે છે; ''કયામતને દિને, તે ઉલમા જે દુનિયાના ઝઘડા અને લોભ–લાલચમાં ફસાએલા હતા અને ઈલ્મનું કામ નહોતા કરતા તેમના માટે હુકમ કરવામાં આવશે, કે એમના ગળામાં આગના તોક પહેરાવીને એમને દોઝખમાં લઈ જાવ !''

પછી ફરમાવ્યું; ''આ તે ઉલમા છે, જે જાહેર રીતે પરહેઝગારીનો ડોળ કરે છે; પણ ખાનગીમાં તેમના અમલ સારા નથી. તેઓ મકર અને કપટ કરીને લોકોને લૂટે છે.''

ઈશ્ક અને મુહબ્બત વિષે ફરમાવ્યું; ''એક ખુદારસીદા શખ્સ પોતાની જવાનીના દિવસોમાં એક સ્ત્રી પર આશિક હતો. એક રાત્રે તે પોતાની માશૂકાની મુલાકાત માટે તેના ઘર ભણી ગયો, અને માશૂકાના મકાનની બારી સામે ઊભો રહી તેની વાટ જોવા લાગ્યો. થોડીવારે તેની પ્રેમિકા

બારીએ આવી અને બંને જણ વાતો કરવા લાગ્યાં. પછી તો પ્રેમભરી વાતોમાં તેઓ એટલાં બધાં મશ્ગૂલ થઈ ગયાં, કે રાત કયાં પસાર થાય છે એની તેમને ખબર રહી નહિ, એટલે સુધી કે આખી રાત તેઓ વાતો કરતાં રહ્યા. સવારની અઝાન થઈ ત્યારે તેમને એમ લાગ્યું, કે કદાચ ઈશાની અઝાન થઈ રહી છે ! પણ પછી ધ્યાનપુર્વક જોયું તો જણાયું કે સવારનો સમય થયો હતો ! જુવાનને માશૂકાના ઈશ્કમાં પોતાની આટલી બધી મગ્નતાથી ઘણી નવાઈ લાગી ! બરાબર એ જ વખતે ગૈબથી અવાજ આવ્યો; "હે જુવાન ! તેં સ્ત્રીની મુહબ્બતમાં આખી રાત કાઢી નાખી પણ ખુદાને યાદ કરવા માટે કોઈ દિવસ આટલું જાગ્યો છે ખરો ?" આ શબ્દોની જુવાનના દિલ પર ઘેરી અસર થઈ. તેણે તોબા કરી અને યાદે હકમાં મશ્ગૂલ થઈ ગયો."

મુસીબત વખતે સબર કરવા વિષે આપ (રહ.)એ ફરમાવ્યું; "જે મુસીબત વેળા સબર કરે છે, તેના ગુનાહ અલ્લાહપાક નાબૂદ કરી દે છે. દર્દ અને તકલીફ ઘણાં સારાં છે; કેમ કે ઈન્સાનને ગુનાહોથી તે પાક અને સાફ કરી દે છે !"

હઝરત બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; "ખરી દુરવેશી તો તે જ છે જે હુઝૂર નબી કરીમ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમને પ્રાપ્ત થઈ હતી, કે સવારથી બપોર સુધી અને બપોરથી સાંજ સુધી જે કાંઈ આવતું તે રાહે ખુદામાં ખર્ચી નાખતા. અમીરૂલ મુઅમિનીન હઝરત અલી (રદિ.) ખુત્બામાં ફરમાવ્યા કરતા કે, મેં કદિ પણ નથી જોયું કે હુઝૂર રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મૂકી રાખી હોય સાંજે કોઈ વસ્તુ બચાવીને !” એક વેળા મૌલાના બદરુદીન ઈસ્હાક (રહ.)એ પૂછયું; “ફુઝૂલ ખર્ચ કોને કહેવો, અને તેની હદ ક્યાં સુધી છે ?” આપે ફરમાવ્યું; “જે કાંઈ કચવાતે મને આપે અને અલ્લાહને નામે ન આપે તે ફુઝૂલ ખર્ચ છે. જો ખુદાપાકની રઝામંદી અને તેની ખુશી માટે આપે તો તે નકામો ખર્ચ નથી.”

એક વેળા આપે ફરમાવ્યું; “દિલ જીવંત પણ હોય છે; અને મરેલું પણ ! જેમ કે કુર્આને અઝીઝમાં છે; “અ–વ મન કા–ન મૈતન !” એટલે કે દુનિયવી રોકાણો અને કાર્યોમાં જ ઓતપ્રોત રહેવાથી દિલ મરી જાય છે; તો “ફઅહ્યીહિ બિઝિક્રિકિલ્મવલા.” તે મરેલા દિલને અલ્લાહની યાદ વડે જીવંત કરો ! અલ્લાહની બારગાહમાં મુઅમિનના દિલની ઘણી કદર અને દરજો છે; પરંતુ લોકો દિલની સુધારણા પ્રત્યે બેપરવા રહે છે, તેથી તેઓ ગુમરાહીમાં પડે છે, ને ખોટે માર્ગે ચડી જાય છે. પયગંબરે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે, કે

મુઅમિનનું દિલ અલ્લાહપાકનું અર્શ છે !''

''માણસે પોતાની જાતને દુનિયાવાળાઓ, દોલતમંદો અને બાદશાહોની સોહબત અને તેમના સંગથી તેમ પોતાની મનેચ્છાઓથી દૂર રાખવી જોઇએ, અને નેક લોકોનો સંગ ગ્રહણ કરવો જોઇએ. જેમ કે હુઝૂર રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે, કે નેક લોકોનો સંગ નૂર છે, અને લોકો માટે રહમત છે ! એક વેળા હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ને બાબા ફરીદ (રહ.)એ ફરમાવ્યું; ''મૌલાના નિઝામુદ્દીન ! જે કોઇ અલ્લાહના કામમાં રોકાય છે; અલ્લાહપાક તેના કામમાં રોકાય છે; એટલે કે જે અલ્લાહની તાબેદારીમાં ઉણપ નથી આવવા દેતો અને ખુદાપાકની ખુશી હોય એવાં જ આચરણ કરે છે; તો અલ્લાહપાક પણ તેની ખુશી હોય તેવી બાબત બનાવે છે.''

એક વેળા યમનમાં વરસાદ ન વરસ્યો, અને ભારે દુકાળ પડયો. ખેતી સૂકાઇ ગઇ. લોકો નિરાધાર બનવા લાગ્યા. યમનવાળાઓ આશ બાંધી શૈખ અબુલ્લૈસ (રહ.)ની સેવામાં ગયા અને વરસાદ માટે ખુદાપાકની બારગાહમાં દુઆ કરવા વિનંતી કરી. તેમણે ફરમાવ્યું; ''કાલે મારી

નમાઝ પઢવાની જગા આગળ તમે સૌ ભેગા થજો !" બીજે દિવસે સૌ લોકો આવ્યા. શેખ સાહેબે મિમ્બર પર ચડી સૌ પ્રથમ અલ્લાહપાકનાં વખાણ કર્યાં, અને તેની મોટાઇ વર્ણવી. પછી હુઝૂર રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ શરીફ પેશ કરી આકાશ તરફ મોં કર્યું, અને અરજ કરી; "હે પરવરદિગાર ! જો તારી બારગાહમાં મારી તાબેદારી અને ઈબાદત સ્વીકાર્ય હોય તો રહમતભર્યો વરસાદ વરસાવ !" "હજી આટલી વાત પણ તેમના પવિત્ર મુખેથી નીકળવા પામી નહોતી કે વરસાદ વરસવા મંડયો ! એટલો વરસાદ થયો કે પાંચ પાંચ દિવસ સુધી પાણી ન થંભ્યું. લોકો કસમ લઈને કહેતા, કે ખરેખર ! અમે અમારી આટલી ઉમરમાં આવો વરસાદ થયેલો કદિ જોયો નથી !"

"અલ્લાહપાક સૌથી મહાન છે. બસ, જ્યારે એમ જ છે તો પછી લોકો શા માટે એવી નેઅમતથી પોતાને વંચિત રાખે છે, અને આખી ઉમર તેને રાજી રાખવાની ફિકરમાં અને તેને યાદ કરવામાં કેમ વિતાવતા નથી ? પોતાની જીભે અલ્લાહની સતત રીતે યાદ કર્યા કરવી એ ઈમાનની નિશાની છે. વળી તે દુશ્મનીથી તથા કીના–કપટથી બચવાનો અને શયતાનથી તેમ દોઝખની આગથી બચવાનો ઉપાય છે !"

## દીને મુહંમદીના દીપકો : બાબા ફરીદ (રહ.)ના માનનીય ખલીફાઓ

હઝરત બાબા ફરીદુદ્દીન મસ્ઉદ ગંજશકર (રહ.)ની રૂહાની શાન અને શક્તિ તથા ઉમદા ચારિત્ર્યબળથી ચિશતીયા સિલસિલાની કીર્તિમાં ખૂબ વધારો થયો. દેશભરમાં આપનાથી ફૈઝ પામેલા સેંકડો બુઝુર્ગો, સંતો અને ત્યાગીઓએ હઝરત ગરીબ નવાઝ ખ્વાજા અજમેરી (રહ.)ની જલાવેલ રૂહાની જ્યોતના નૂરથી લોકોને અનહદ લાભ પહોંચાડયો. આપના મુરીદો અને ખલીફાઓ અસંખ્ય હતા. જેમાં સેંકડો ખુદારસીદા બુઝુર્ગો અને કામિલ વલીઓનો સમાવેશ થાય છે.

આપના ખલીફાઓમાં હઝરત ખ્વાજા જમાલુદ્દીન હાંસવી (રહ.), હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.), હઝરત મખ્દૂમ અલાઉદ્દીન સાબિર કલિયરી (રહ.), શૈખ નજીબુદ્દીન મુતવક્કિલ (રહ.), શૈખ દાઉદ પાલહી (રહ.), શૈખ બુર્હાનુદ્દીન હાંસવી (રહ.) વગેરે વગેરે ઘણા જાણીતા બુઝુર્ગો હતા; જેમાં આપના નેક પુત્રોનો પણ સમાવેશ થાય છે.

હઝરત શૈખ નિઝામુદ્દીન અવલિયા (રહ.) જે આપના ઘણા પ્રિય મુરીદ હતા. તેઓ ફરમાવે છે, કે મારા પીરો

મુર્શિદ બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.) આખરી ઉમરમાં જયારે માંદા પડયા ત્યારે માંદગીના એ દિવસોમાં મને બોલાવ્યો અને ફરમાવ્યું; "ખુદા તમને વધુ ખુશનસીબ બનાવે. તમે એવા ઝાડ સમાન બનશો કે જેને છાંયડે મખ્લૂક આરામ મેળવશે." એ સિવાય ઘણી નસીહતો ફરમાવી અને ખાસ ખિરકહ (દુરવેશીની કંબલ) અર્પણ કરી મને દિલ્હી રવાના કર્યો. મને વિદાય કરતી વેળા આપની પવિત્ર આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં અને ફરમાવ્યું; "જાવ ! તમને મહાન રક્ષણ કરનાર અલ્લાહને સોંપ્યા. તમારી જુદાઈથી અનહદ દુ:ખ થાય છે. વિશેષ કાબેલિયત માટે મુજાહિદા (તપશ્ચર્યા) બરાબર કરતા રહેજો !" એ પછી હું દિલ્હી તરફ રવાના થઈ ગયો."

## બાબા ફરીદ (રહ.) અલ્લાહની રહમતમાં પહોંચી ગયા !

બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)ની ઉમર મુબારક ૯૩ વર્ષની થઈ હતી. એક દિવસ શમ્સ દબીર શાઈરે ખ્વાજા નિઝામી (રહ.)નું અલ્લાહના ઈશ્કથી સભર એવું એક કાવ્ય આપને સંભળાવ્યું. આ કાવ્યની આપના પર એવી ઊંડી અસર પડી, કે આપ બેહોશ થઈ ગયા ! જયારે હોશ આવ્યો ત્યારે શમ્સ દબીરને એક ખાસ પહેરણ અર્પણ કર્યું.

એ પછી આપ કુર્આને પાકની તિલાવતમાં પરોવાઈ ગયા, અને ખુદાની રહમતમાં પહોંચતા સુધી કોઈની સાથે ઝાઝી વાત ન કરી.

ગુજરી જવાના થોડાક દિવસ અગાઉ આપ (રહ.) બીમાર પડયા. દિવસે દિવસે માંદગી વધતી જતી હતી. હિજરી સન ૬૭૭ ના મુહર્રમ માસની ૫ મી તારીખે આપની હાલત વધુ ચિંતાજનક થઈ ગઈ. છતાં રાત્રે જમાઅત સાથે ઈશાની નમાઝ પઢયા. નમાઝ પઢયા પછી બીમારીની ઉગ્રતાને કારણે બેહોશ થઈ ગયા. થોડીવારે હોશમાં આવ્યા ત્યારે મૌલાના બદરુદીન ઈસ્હાક (રહ.)ને પૂછયું; "શું મેં ઈશાની નમાઝ પઢી લીધી ?" મૌલાનાએ નમ્રતાપુર્વક અરજ કરી; "જી, હુઝૂર ! આપે જમાઅત સાથે નમાઝ અદા કરી !" આપ (રહ.) ફરમાવવા લાગ્યા; "ફરી એક વાર પઢી લઉં. ખુદા જાણે ફરી નસીબ થાય કે ન થાય !" એ પછી આપ (રહ.)એ બીજી વાર ઈશાની નમાઝ અદા કરી. થોડી વારે ફરી પાછા બેહોશ થઈ ગયા. આ વખતે બેહોશી વધુ રહી. ઘણી વારે હોશમાં આવ્યા ત્યારે પુનઃ ફરમાવવા લાગ્યા, "મેં ઈશાની નમાઝ પઢી લીધી ?" સેવકોએ અરજ કરી; "જી હા, આપ બે વાર ઈશાની નમાઝ પઢયા." આ સાંભળી આપે ફરમાવ્યું; "હજી એક વાર પઢી લઉં, ખુદા જાણે ફરી નસીબ થાય કે

ન થાય !'' એ પછી ત્રીજી વાર ઇશાની નમાઝ પઢયા.* નમાઝ પછી ફરમાવ્યું: ''યા હય્યુ ! યા કૈયૂમ !'' એ પછી આપની પવિત્ર રૂહ ખુદાની રહમતમાં પહોંચી ગઇ.

બાબા ફરીદ (રહ.)ને અજોધનમાં જ દફનાવવામાં આવ્યા. આપનો પવિત્ર મઝાર પંજાબમાં આવેલા અજોધન મુકામે છે, અને જનતા ભારે આસ્થા અને અકીદત સહિત આજે પણ મઝાર મુબારક પર હાજરી આપી રૂહાની તાઝગી અને ફેઝ મેળવે છે, તથા આપનો વસીલો પકડી મનની મુરાદો પામે છે.

[રહમતુલ્લાહિ અલયહિમ અજમઇન]

**સમાપ્ત**

* આ રીતે આપે ફરજ નમાઝ શકય છે કે નફિલની નિય્યતથી પઢી હોય અથવા તો પછી ગલબએ હાલને પરિણામે આમ કર્યું હોય.